# પ્રસ્તાવના

બ્રિટિશ શહેનશાહતમાં હિન્દુસ્થાન[illegible]એવી જગ્યાછે કે, જ્યાં શિલ્પકામ (**Architecture**) ના સજીવન નમુના ઘણાં લાંબા સમયથી જેવીને તેવી સ્થિતિમાં હસ્તી ધરાવે છે જ્યાં મોગલ શાહેનશાહોનાં સમયની ઘણીખરી ઇમારતો અદ્યપિ સારી સ્થિતિમાં દૃષ્ટિ ગોચર થાય છે. તેમાં આગ્રાનો "**તાજમહેલ**" કે જે હિન્દુસ્થાનની ભૂમિમાં સ્વર્ગની છાયા ખડી કરી દઇ; એવાતો પવિત્ર સંસ્કાર પાડેછે કે, જે જીંદગીમાં કદિ પણ ભૂલી શકાય નહીં. એવો તાજમહેલ કે, જે દુનિયાની સાતે અજાયબીઓનો તાજ કહી શકાય, જેની પ્રશંસા સાંભળી દુનિયાના દૂર દૂર દેશોમાં વસતા સેંકડો માણસો માત્ર તાજમહેલ જોવાને ખાતર હિન્દુસ્થાનના પ્રવાસે આવેછે. અને શિયાળાની ઋતુમાં તો આગ્રા છાવણીના બધા ઇંગ્રેજી હોટલો પરદેશી પ્રવાસીઓથી ચીકાર ભરેલાં નજરે પડે છે.

આપણા ગુજરાત કાઠીઆવાડના ઘણા હિન્દુ ભાઇઓ યાત્રા કરવા માટે મથુરા, વૃન્દાવન કે પ્રયાગ (અલ્હાબાદ) કાશી વિગેરે તિર્થસ્થાનોમા જાયછે. તે તિર્થના કાર્યમાંથી

નિવૃત થઈ પાછા ફરતા ઘણા ભાગે આગ્રાની શાહી ઇમારતો જોવાને ટોળેટોળાં આગ્રામાં ઉતરી પડતાં જોવામાં આવ્યા છે. તેવીજ રીતે ગુજરાત અને હિન્દુસ્થાનનાં જુદા જુદા ઈલાકાઓમાંથી મુસલમાન ભાઈઓ અજમેર શરીફના ખ્વાજા ગરીબન નવાઝના ઓરસનાં ટાંકણે આવેછે, તેઓમાંથી પણ ઓરસની ક્રિયા પૂર્ણ થતાં ઘણા માણસો નજીક પડતું હોવાથી આગ્રા જોવાની ઇચ્છા કરેછે અને "એક પંથ દો કાજ" કહેવતને અનુસરી આગ્રાનો રસ્તો લેછે.

રંગુન, કલકત્તામાં વસતા સુરત જીલ્લાના કેટલાએક સુરતી વહોરા શેઠીયાઓ ઉત્તર હિન્દુસ્થાનની શાહી ઇમારતો જોવા માટે વિશેષ કરી અકટોબર-નવેમ્બરમાં પ્રવાસ કરતા આગ્રામાં જોવામાં આવેછે.

આગ્રા કે જ્યાંની ભાષા શુધ્ધ ઉર્દુ છે, અને સામાન્ય રીતે ત્યાંનો કોઇપણ માણસ ગુજરાતી બોલી કે સમજી શકતો નથી. તેવીજ રીતે આપણા ગુજરાત-કાઠીઆવાડના હિન્દુભાઇઓ (પ્રવાસીઓ) પણ ઘણે ભાગે શુધ્ધ ઉર્દુ સમજી શકતા નથી. તેમ મુસલમાન ભાઇઓ જે ઉર્દુ સમજી શકેછે, છતાં અપરીચિત્ત જગ્યા હોવાને

કારણે સર્વે ઈમારતો વગર ગાઇડ (ભોમિયે) જોઇ શકતા નથી. તે ઉપરાંત કેટલીક અગવડો વેઠવી પડેછે.



કોઇ સુંદર વસ્તુ જોયા પછી પોતાના મિત્રોને બતાવવાની સ્વાભાવિક રીતે ઇચ્છા થાયછે; તે પ્રમાણે કલકત્તા ખાતે મારા મિત્ર **મી. સુલેમાન મુસાજી અસમાલ** સાહેબ કે જેઓ દક્ષિણ આફ્રિકા (**South Africa**) નું એક્સપોર્ટનું કામ કરનાર એક મોટા વેપારી તરીકે જાણીતાછે. તેઓ સાથે મારા ઉત્તર હિન્દુસ્થાનના પ્રવાસ સંબંધી વાતચીત થતાં તેઓએ આગ્રા અને ફતેહપુર સીક્રીની શાહી ઇમારતો સંબંધી થોડાંક ઐતિહાસિક વર્ણન સાથે આપણા ગુજરાત કઠીઆવાડના દેશી પ્રવાસીઓને પ્રવાસ દરમ્યાન આગ્રા અને ફતેહપુર સીક્રીની ઈમારતો જોવામાં ઉપયોગી થઇ પડે એવું એક નાન કડું પુસ્તક લખવાને મને આગ્રહ કર્યો પરંતુ સવારથી સાંજ પર્યંત જેને આજીવિકા અર્થેજ પરિશ્રમ કરવો પડતો હોય; તેવા માણસે સાહિત્ય સેવાની ભાવના રાખવી એ એક પ્રકારની દુરાશાજ ગણાય.! એવા મનુષ્યોની ભૂલો તથા ખામીઓ રહી જાય, એમાં પણ આશ્ચર્ય શું ? વળી મારી માતૃભાષા ગુજરાતી નથી, છતાં ગુજરાતવાસી એટલે ગુજરાતી ભાષાનું જ્ઞાન તો ખરૂં, પણ હું ઉર્દૂ કે ગુજરાતીનો લેખક નથી. આવી

પરિસ્થિતિ વચ્ચે આના ઉપયોગી વિષયને સર્વાંગ સુંદર બનાવવાનું કઠણ થઇ પડ્યું. છતાં ઈશ્વર કૃપાએ મને કલકત્તામાંજ કેટલાએક સાહિત્ય પ્રેમીઓનો સત્સંગ થવાથી તેવા ભાઇઓની સહાયથી વિષયને સરલ અને રોચક બનાવવા પ્રયત્ન કર્યો છે, અને મારા મિત્ર મી. સુલેમાન મુસાજી અસમાલ સાહેબ તથા વેપારી લાઇનનાં બે અંગત મિત્રોના આગ્રહ ઉપર અમલ કરતા આ પુસ્તક લખવાની સહાય મેં સ્વીકારી જેનું આ પુસ્તક પરિણામ છે. કોઇપણ જાતની અલંકારી ભાષા બનાવી લખવાને બદલે મારી સાદી ભાષામા વાચક આગળ રજુ કરૂછુ અને આશા રાખું છુ કે, વાચકવૃંદ મારી ભાષામા રહેલ દોષ, વાકય રચના, કે વ્યાકરણ માટે મને દોષિત ન ઠરાવતાં ઉદ્દેશ ઉપર ધ્યાન આપશે.

ગુજરાત કાઠીઆવાડના મુસાફરો હિંદમાં જન્મી એકાદ વખત તિર્થ સ્થાનો તો જરૂર જુએ, પણ શાહજહાનના પ્રેમપ્રતિબિમ્બ રૂપ આગ્રાનો તાજમહેલ જોવાને તેઓએ જીવનમાં એક વખત જવું એમ ત્યાં જઇ આવેલા દરેક મુસાફર ભલામણ કરશેજ "જીભ્યાથી જોયુ ભલુ" એ કહેવત સાવ સાચીજ છે

છેવટે એટલુ જાણવું આવશ્યક છે કે, હિંદના - માજી વૉયસરોય લૉર્ડ કર્ઝન સાહેબ બહાદૂરની અસલ

ઇતિહાસિક ઇમારતોને જાળવી રાખવાની ઉમદા કાળજીના પ્રતાપે આપણી મહાન બ્રિટિશ સરકારે મોટે ખરચે એ ઇમારતોને સારી હાલતમાં સાચવી અમર રાખવા માટે આપણો દેશ અંગ્રેજ અમલને આભારી છે.

"By special attention and kind courtesy of Lord Curzon the Ex. Viceroy of India, the Government of India has enlivened the ancient buildings.

They has henceforth successfully endavoured to keep the old rememberances in the same Royal gorgeousness which even the successors of Akbar or the Kings of Mo-ghul Dynesty ever tried to do so.

For this kind favour the highest tribute is trifle to the Government of India or the late Lord Curzon."

આ પુસ્તક તૈયાર કરવામાં નીચે લખેલ પુસ્તકોનો આધાર લેવામાં આવ્યોછે :—

"હાજી મહમ્મદ સ્મારક ગ્રંથ"—પ્રકાશક રવિશંકર, મહાશંકર રાવળ.

"મિરાતે આલમગીરી"—કર્તા જી. એ. શેખ જુનાગઢ રાજ્યના નવાબ સાહેબના તવારીખ નવીશ.

"મહાન સમ્રાટ અકબર"—મૂળ લેખક બંકિમ ચંદ્ર લાહિડી. અનુવાદક ભીમજી હરજીવન પરીખ.

"Three days at Agra"—By Lient Col H. A. Newell F. R. G. S.

"અર્જેતાજ"—(આગ્રા ગેઝેટર, ચોઈતુલ આસાર, દરબારે અકબરી, ઇમ્પીરીયલ ગેઝેટર, હેન્ડ બુક ટુ આગ્રા એન્ડ ધી તાજ, સેન્સસ રિપોર્ટ ઇ. સ. ૧૯૧૧, એજ્યુકેશનલ ડેઇલ, સ્ટેટ્સમેન્સ યર બુક, આગ્રા અખબાર વિગેરેના આધારે લખાયેલી) કર્તા—વાહેદયારખાન B A.

"આગ્રા અને દિલ્હી"—(ફરગ્યુસન સાહેબની History of Indian and Eastern archaeological Reports વિગેરેના આધારે લખાયેલ) કર્તા—ફરદુન માણેકજી પાવરી B. A.

"રેહનુમાયે ફતેહપુર સીક્રી"—કર્તા—સૈયદ એહમદ મારેહરવી.

"તારીખે આગ્રા,"—સૈયદ જકી મુર્તુઝા જાઇસી

"હાલાતે શાહી ઇમારત"—કર્તા—મોહમદ કાલેખાન અકબરાબાદી.

"નવચેતન"—કલકત્તાથી પ્રગટ થતું ગુજરાતી માસીક ૧૯૨૩નો દિવાળી અંક પ્રો. બેની પ્રસાદના જહાંગીરના ઇતિહાસના આધારે લખાયલો ૨૧૦ ધૂમ-કેતુનો લેખ.

"સૈય્યા હતે હિંદ"—કર્તા—હાફેજ અબદુર્રેહમાન સાહેબ અમૃતસરી

"મનોરમા"—પ્રયાગનું હિંદી માસિક જાનેવારી ૧૯૨૫નો અંક.

"The English Man."—30th November 1925

"મુખદ્દરાતે તૈમુરીયા"—પ્રયોજક સૈયદ જહુરૂલ-હસન મોસવી.

આ ઉપરાંત અનેક પુસ્તકો તથા પત્રિકાઓનો આધાર લીધોછે. એટલા માટે તે સર્વ પુસ્તકોના લેખકો, અનુવાદકો, તથા સંપાદકો વિગેરેનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છુ



# અર્પણ પત્રિકા.

## મહેરબાન નેકનામદાર, શેઠ સુલેમાન હાજી મુસાજી અસમાલ સાહેબ.

આપના બુદ્ધિબળ અને ઉદારતા ભરેલાં કામોથી આપનુ નામ મશહુર અને લોક પ્રિય થઇ પડેલુ છે વિશેષે કરીને કેળવણી અને સાહિત્ય તરફનો આપનો શુદ્ધ ભાવ સુપ્રસિદ્ધ છે અને તેના ઉત્તેજન અર્થે (ખાસ કરી મુસલમાન કોમના ભલા અને ઉદ્ધાર માટે) આપના તરફથી પ્રયત્નો મતત ચાલુછે આવા આવા સર્વોત્તમ ગુણોથી આંપના પ્રત્યે મારા ખરા અંત કરણની લાગણી અને ભાવના સ્પુરતાં આપ નામદારની રજામંદીથી આ લઘુ પુસ્તક આપ સાહેબને અર્પણ કરવાથી હુ મને પોતાને ભાગ્યશાળી માનુછુ

લી આપનો નમ્રસેવક-

મુનશી મોહમદ હુસેન બલસારવી.



શેઠ સુલેમાન હાજી મુસાજી અસમાલ સાહેબ, કલકત્તા.
( કઠોર–નિવાસી. )

# અનુક્રમણિકા. *(Contents.)*

---

# ચિત્રોનું સૂચીપત્ર.



---

# શુદ્ધિ પત્રક.

| પૃષ્ઠ. | પેરેગ્રાફ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૬ | હોતો | હતો |
| ૭ | ૨ | ૧ | લૉર્ડ લેકેએ | લૉર્ડ લેકે |
| ૧૬ | ૧ | ૧૦ | કેટલોક અંશ | કેટલેક અંશે |
| ૨૦ | ૩ | ૩ | બનાવી દેવામાં આવ્યાં છે. | બનેલાં જેવામાં આવેછે |
| ૩૦ | ૧ | ૨ | Bronge | Bronze |
| ૩૧ | ૧ | ૮ | મામે | સામે |
| ૩૯ | ૨ | ૪-૫ | તે બધાની ઉપર દેખરેખ રાખનાર લગભગ પાંચ હજાર સ્ત્રીઓ રહેતી | તે બધાની ઉપર દેખરેખ રાખનાર સ્ત્રીઓ રહેતી, અને અંતઃપુરમાં સ્ત્રીઓનો સરવાળો કરીએ તો લગભગ પાંચ હજાર જેટલો થયા વિના રહે નહી. |
| ૫૬ | ૨ | .... | Plan | plan |
| | | | Copied | copied |
| | | | Claims | claims |
| | | | Service | service |
| ૫૬ | ૨ | ૫ | Sade | Said |
| ૬૩ | ૧ | ૧૦ | ઝમકવાર | ઝમકદાર |
| ૬૫ | લીપ્ટ | ૩ | Hile | Nile |
| ૬૬ | ,, | ૧ | Unkuowr | Unknown |

| પૃષ્ટ. | પેરેગ્રાફ | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| ૬૭ | લીટી | ૧૨ | Asam | Asan |
| ૭૫ | પે૦ ૧ | ૮ | ઉસ્તાદ ઇશા | ઉસ્તાદ ઇસા |
| ૮૮ | ૧ | ૫ | અવ્યાંછે | આવ્યાંછે |
| ૯૯ | શેર | ૨ | ચીતહે | ચિતહે. |
| ૧૦૮ | પે૦ ૩ | ૪ | વિસ્તરીત | વિસ્તરી. |
| ૧૧૮ | ફુટનોટ | ૫ | મોહનજેશતે તૈમુરીયા | મુખદરાતે તૈમુરીયા |
| ૧૨૫ | પે૦ ૨ | ૧૧ | મિનોહર | મનોહર |
| ૧૨૭ | ૩ | ૨ | તને | તેને. |
| ૧૩૦ | ૪ | ૩ | વધાવ્યો | બધાવ્યો |

---

## પ્રસ્તાવનાનું શુદ્ધિ પત્રક.

| પૃષ્ટ. | પેરેગ્રાફ | લીટી. | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- | --- |
| ૨ | ૧ | ૫ | શરીફા | શરીફ |
| ૩ | ૨ | ૩ | કલકત્તાણાતે | કલકત્તાવાળા |
| ૩ | ૨ | ૧૨ | આગ્રાહ | આગ્રહ |
| ૪ | ૧ | ૬ | લાઇનના | લાઇનના |
| ૪ | ૧ | ૯ | અલંકારી | અલંકારીક |

---

# આગ્રાનો ટુંક ઇતિહાસ.

---

આગ્રાનાં કેટલાંક સ્થળોને પાંડવોના વખતના બતાવવામાં આવેછે, પરંતુ તેમાં કેટલું સત્યછે તે કાંઇપણ સપ્રમાણ કહી શકાય એમ નથી. હાલમાં જ્યાં અકબરનો કિલ્લોછે એ જગ્યા ઉપર બાદલગઢનો કિલ્લો હતો અને તે બાદલસિંહે ઇ. સ. ૧૪૭૫ માં બંધાવ્યો હોતો; એમ કહેવામાં આવેછે. પરંતુ તે માટેના પણ કંઇ ચોક્કસ પ્રમાણ મળી આવતા નથી. આગ્રા નામ કેવી રીતે પડયું તે વિષે ભિન્ન ભિન્ન દંતકથાઓછે. પણ આગ્રા શહેર ક્યારે અને કેવી રીતે વસ્યું તે વિષે કંઇ પણ ઐતિહાસિક પ્રમાણ નથી.

સુલમાન ફારસી જે ઇરાની શાએર (કવિ) હતો; અને જેનું મરણ ઇ. સ. ૧૩૩૧ માં થયું તે ગીઝનીના બાદશાહોની તારીફ (પ્રશંસા) ના અશઆરો (કાવ્યો) લખતાં એક જગ્યામાં આગ્રાનું વર્ણન કરતાં લખેછે કે "મેહમુદે જયપાળ સાથે એક ભારે વિગ્રહ પછી આગ્રાનાં કિલ્લાને ફતેહ કરી લીધો" તારીખ દાઉદી

પુસ્તકનો કર્તા લખેછે કે "આગ્રા જે હિન્દુઓનો એક મજબુત કિલ્લો હતો મેહમુદે તેને એવી રીતે બરબાદ (નાશ) કર્યો કે એક ન્હાના ગામડાંની માફક તેની સ્થિતિ થઇ ગઇ" અને સિકંદર લોદીના વખત સુધી તે એવીજ બરબાદ સ્થિતિમાં રહ્યું. એમ પણ કહેવામાં આવેછે કે, મેહમુદે ફીરોઝાબાદમાં ચંદવારના કિલ્લા ઉપર પણ હુમલો કર્યો હતો, જે ચોહાણ ઠાકોરોનો હતો. એ વર્ણનમાં ચાંદપાલનું નામ પણ આવ્યું છે; જે એક હિન્દુ સરદાર હતો. ધારવા મુજબ ચાંદપાલ ચંદ્રસેનનો પુત્ર હતો. કહેવાયછે કે આગ્રાના કિલ્લાને ચંદ્રસેને બનાવ્યો હતો, માટે ચાંદપાલ મેહુમદનાજ વખતમાં થયો હોય એમ માની પણ શકાય; પણ આગ્રાનો કિલ્લો ફતેહ કરી મેહમુદ આગ્રામાં રહ્યો નહીં. લગભગ બે સૈકા સુધી આગ્રા રાજપુતોના કબજામાં રહ્યું.

આવ્યા અને મોરી ઠાકર ચિતોડથી ફશાવલીમાં ક્યારે આવી વસ્યા તે ચોક્કસ કહી સકાતું નથી.

ઇ. સ. ૧૩૦૦ની શરૂઆતથી ઠાકર લોકોની સ્વતંત્રતા છુંચવાઇ ગઇ, અને ઘોરી લોકોનો અમલ થયો પણ તગનક ખાનદાનના સમયમાં આગ્રાની શું સ્થિતિ હતી તે જાણવામાં આવ્યું નથી.

તૈમુરના હુમલા પછી ગેર વ્યવસ્થા ચાલી તે સમયે ભદોરીયા ઠાકર લોકો સ્વતંત્ર થઇ ગયા, પરંતુ લોદીઓએ પાછી તેઓ ઉપર સત્તા જમાવી હતી. કેટલીક મુદત સુધી એજ પ્રમાણે સત્તા બદલાતી રહી. હરહમેશના કાયમી ઝગડાથી કંટાળી સીકંદર લોદીએ આગ્રામાં કાયમ રહેવાનું નક્કી કર્યું તેણે કિલ્લો તૈયાર કરાવી નવેસરથી પાયો નાંખ્યો. એક ઇતિહાસ કર્તા લખે છે કે, આગ્રા જે એક ગામડાની માફક રહી ગયું હતું, તે જોતજોતામાં મોટુ શહેર બની ગયું. સીકંદરા ગામ સીકંદર લોદીનાજ નામથી હાલમાં પણ ઓળખાયછે. અહિં તેણે એક બારાદરી (વેદી) બનાવી હતી. જે હાલમાં પણ સારી સ્થિતિમા જોવામા આવેછે, જેમા અકબર શાહની બેગમ મરીયમ જમાનીની કબર છે.

પુસ્તકનો કર્તા લખેછે કે "આગ્રા જે હિન્દુઓનો એક મજબુત કિલ્લો હતો મેહમુદે તેને એવી રીતે બરબાદ (નાશ) કર્યો કે એક ન્હાના ગામડાંની માફક તેની સ્થિતિ થઇ ગઇ" અને સિકંદર લોદીના વખત સુધી તે એવીજ બરબાદ સ્થિતિમાં રહ્યું. એમ પણ કહેવામાં આવેછે કે, મેહમુદે ફીરોજાબાદમાં ચંદવારના કિલ્લા ઉપર પણ હુમલો કર્યો હતો, જે ચોહાણ ઠાકોરોનો હતો એ વર્ણનમાં ચાંદપાલનું નામ પણ આવ્યું છે; જે એક હિન્દુ સરદાર હતો. ધારવા મુજબ ચાંદપાલ ચંદ્રસેનનો પુત્ર હતો. કહેવાયછે કે આગ્રાના કિલ્લાને ચંદ્રસેને બનાવ્યો હતો, માટે ચાંદપાલ મેહુમદનાજ વખતમાં થયો હોય એમ માની પણ શકાય; પણ આગ્રાનો કિલ્લો ફતેહ કરી મેહુમુદ આગ્રામાં રહ્યો નહીં. લગભગ બે સૈકા સુધી આગ્રા રાજપુતોના, કબજામાં રહ્યું.

આગ્રાના અસલ વતની મેવાતી લોકો હતા અને કઠેરાગઢની પહાડી ઉપર દ્રાવિડી લોકો વસતા. એ બન્ને જાતી ઉપર રાજપુત લોકો રાજ્ય કરતા હતા. એ રાજપુતો ક્યારે આવ્યા હતા તે માટે પણ ચોક્કસ કહી શકાતું નથી. ચોહાણો વિષે તો એટલું કહી શકાય કે, ચંદવારની પાસે ઘણાં કાળથી તે લોકો વસતા હતા; પણ સકરવારી ઠાકર ફતેહપુર સીકીમાં ક્યારે

આવ્યા અને મોરી ઠાકર ચિતોડથી ઠરાવલીમાં ક્યારે આવી વસ્યા તે ચોક્કસ કહી શકાતું નથી.

ઇ. સ. ૧૩૦૦ની શરૂઆતથી ઠાકર લોકોની સ્વતંત્રતા છુચવાઇ ગઇ, અને ઘોરી લોકોનો અમલ થયો પણ તગલક ખાનદાનના સમયમાં આગ્રાની શું સ્થિતિ હતી તે જાણવામાં આવ્યું નથી.

તૈમુરના હુમલા પછી ગેર વ્યવસ્થા ચાલી તે સમયે ભદોરીયા ઠાકર લોકો સ્વતંત્ર થઇ ગયા, પરંતુ લોદીઓએ પાછી તેઓ ઉપર સત્તા જમાવી હતી. કેટલીક મુદત સુધી એજ પ્રમાણે સત્તા બદલાતી રહી. હરહમેશના કાયમી ઝગડાથી કંટાળી સીકંદર લોદીએ આગ્રામાં કાયમ રહેવાનું નક્કી કર્યું તેણે કિલ્લો તૈયાર કરાવી નવેસરથી પાયો નાંખ્યો. એક ઇતિહાસ કર્તા લખે છે કે, આગ્રા જે એક ગામડાની માફક રહી ગયું હતું, તે જોતજોતામાં મોટું શહેર બની ગયું. સીકંદરા ગામ સીકંદર લોદીનાજ નામથી હાલમાં પણ ઓળખાયછે. અહિં તેણે એક બારાદરી (વેદી) બનાવી હતી. જે હાલમાં પણ સારી સ્થિતિમાં જોવામાં આવેછે, જેમાં અકબર શાહની બેગમ મરીયમ જમાનીની કબર છે.

ઈ સ ૧૫૦૫મા એક ધરતીકંપનો આંચકો આવ્યો હતો તેમા સેંકડો ઈમારતો નાશ પામી હતી ઈ સ ૧૫૨૬ થી બાદશાહ બાબરનો કબજો થયો અને ઈ સ ૧૫૩૦ મા આગ્રેજ તેનુ મરણ થયુ પરંતુ તેની લાશને કાબુલ મોકલવામા આવી હતી

હુમાયુની તાજપોશી (રાજ્યાભિષેક) આગ્રામા થઈ, તેની રાજધાની પણ આગ્રાજ રહી. કોહીનુર હીરો આગ્રામાથીજ મળ્યો હતો

હુમાયુની પાસેથી શેરશાહે આગ્રા ફતેહ કરી લીધુ અને હાલમા જ્યા કિલ્લો છે ત્યા તેણે એક મહેલ પણ બંધાવ્યો હતો શેરશાહના દીકરા ઈસ્લામશાહે કેટલીક મુદત આગ્રામા રહ્યા પછી તેણે દિલ્હીમા નવુ શહેર બનાવવુ શરૂ કર્યું જેનુ નામ સાલીમગઢ છે

હુમાયુએ ઇ સ ૧૫૫૫ મા આગ્રાને પાછુ સર કરી લીધુ પરંતુ જ્યારે તે મરણ પામ્યો ત્યારે થોડી મુદ્દત સુધી આગ્રા પાછુ અફઘાનોના કબજામા ચાલ્યુ ગયુ પરંતુ અકબરે પાછુ જીતી લીધુ તેણે પુરાતન આગ્રાની (જે જમનાને સામે પાર હતુ) સામે નવુ આગ્રા ઇ સ ૧૫૫૮મા વસાવ્યુ, અને અકબરી કિલ્લાનુ કામ ૧૫૬૫ મા શરૂ થયુ ઈ સ ૧૫૬૯ મા ફતેહપુર

સીકીની ઇમારતો બાંધવાનો આરંભ કર્યો અને કેટલીક મુદ્દત સુધી અકબર ફતેહપુર સીક્રીમાંજ કાયમ મુકામ રાખી રહ્યો.

ઈ. સ. ૧૫૯૯ માં અકબરે ફતેહપુર સીક્રીથી રાજધાની બદલી આગ્રાને રાજધાનીનું સ્વરૂપ આપ્યું. અકબર આગ્રાના કિલ્લામાંજ મરણ પામ્યો; અને અહેશત-આબાદ બાગમાં કે, જે બાગ તેણે સીકંદરામાં બનાવરાવ્યો હતો તેમાં દફન થયો. તેણે પોતાનો મકબરો પોતાની હૈયાતીમાંજ તૈયાર કરાવ્યો હતો પણ તેમાં કેટલુંક કામ અધુરૂં રહ્યું હતું તે જહાંગીરે પૂર્ણ કર્યું કે જે હાલમાં જોવામાં આવેછે આગ્રાની જેવી ઉન્નતિ અકબરના સમયમાં થઇ હતી તેવી કોઇના સમયમાં થઇ નહોતી. અકબરે આગ્રામાં તો કિલ્લો અને પોતાનો મકબરો તૈયાર કરાવ્યો હતો બાકી તેના વખતની મોટી અને ભવ્ય ઇમારતો વધારે ફતેહપુર સીક્રીમાંજ છે. હિન્દુસ્તાનમાં યુરોપીયનોની અસર પણ અકબરના સમયથી શરૂ થઇ અને ઇ. સ. ૧૬૦૨થી ખ્રિસ્તીઓએ આગ્રામાં કાયમ રહેવા માંડયું. ઇ. સ. ૧૬૦૨ માં આગ્રામાં ચર્ચ બાંધવાનું કામ શરૂ થઇ જહાંગીરના વખતમાં પૂર્ણ થયું.

ઇ સ. ૧૬૦૫માં જહાંગીરની તાજપોશી (રાજ્યાભિષેકની ક્રિયા) આગ્રામાં થઇ. શાહજહાંનની તાજપોશી

પણ આગ્રામાંજ થઈ હતી. શરૂઆતમાં તો શાહજહાંએ પોતાની રાજધાની આગ્રામાં રાખી પણ પાછળથી તેણે દિલ્હીમાં રહેવા માંડયું ઈ. સ. ૧૬૩૯માં તેણે શાહજહાનાબાદ (દિલ્હી) નો પાયો નાંખ્યો, અને નવ વર્ષે શહેર વસી રહ્યું. કહેવાયછે કે શરૂઅતમાં શાહજહાંએ આગ્રાનેજ પૂર્ણ રીતે દેદીપ્યમાન કરવા વિચાર કર્યો હતો; પરંતુ અહિંના લોકો તેની વિરૂદ્ધ થયા અને પરિણામ શું આવશે તે સમજવાની ગંભીર ભૂલ કરી. શાહજહાંનની ઉદારતા માટે તાજમહેલ સાક્ષી રૂપે છે. તેનો વિચાર હતો કે, શહેરના રસ્તા પહોળા, સીધા અને સુંદર બનાવવા જ્યારે તે પોતાનો વિચાર આગ્રા માટે અમલમાં ન મુકી શક્યો ત્યારે શાહજહાનાબાદ (દિલ્હી) વસાવ્યું તેનું પરિણામ એ આવ્યું કે આગ્રાના સારા સારા ખાનદાન–પ્રતિષ્ઠિત અને કેળવાયેલા વર્ગના લોકો ધીમે ધીમે દિલ્હીમાં જઈ વસ્યા અને આગ્રાને વેરાન—ઉજ્જડ હાલતમાં છોડી ગયા. શાહજહાંન આગ્રામાંજ ઈ. સ. ૧૬૬૬માં મરણ પામ્યો. આલમગીર આગ્રામાં ઘણાજ થોડા સમય સુધી રહ્યો, અને તેણે દિલ્હી છોડી દક્ષિણ વસાવ્યું. તેના પછી તો તરેહવાર તોફાનો રહ્યાં અને મહમદશાહ પછી તો કોઈજ આગ્રામાં રહ્યો નહિં.

ભરતપુરના રાજા સુરજમલે ઈ. સ. ૧૭૬૧માં આગ્રા ઉપર કબજો કરી લીધો, અને દસ વર્ષ સુધી જાટ

લોકોનું રાજપાટ રહ્યું ત્યાર પછી મરાઠા આવ્યા ને ફ્રેન્ચો અને આગ્રા ઉપર ૧૮૦૩ સુધી સત્તા ચલાવી.

ઈ. સ. ૧૮૦૩માં લૉર્ડ લેકે આગ્રા ફતેહ કર્યું અને તે પછીથી અત્યાર સુધી બરાબર બ્રિટીશ સરકારના તાબામાંછે.

ઈ. સ. ૧૮૩૩માં આગ્રા પ્રેસીડેન્સી સ્થપાઇ પણ ઇ. સ. ૧૮૩૫માં પ્રેસીડેન્સી તુટીને સંયુક્ત પ્રાંતના લેફ્ટેનન્ટ ગવર્નરના કબજામાં આગ્રાને રાખ્યું. ઈ સ. ૧૮૩૫ માં લૉર્ડ ઑકલેન્ડ અને ઇ. સ. ૧૮૪૨માં લૉર્ડ એલીન્બરાએ આગ્રાને પોતાના ચાર્જમાં રાખ્યું; પણ ૧૮૪૩ માં લેફ્ટેનન્ટ ગવર્નર નિમાઈ આગ્રા લે૦ ગવર્નરના સદર મુકામ તરીકે રહ્યું.

ઈ. સ. ૧૮૫૮માં ગવર્નમેન્ટનું સદર મુકામ અલ્હાબાદ નક્કી થયું અને દસ વર્ષ પછી હાઇકોર્ટ પણ ત્યાંજ ફેરવાઇ ગઇ ત્યાર પછી આગ્રાની રોનક વધારે બગડી. એનું નામ કાયમ રાખવાને માટે ફક્ત તાજમહેલ રહી ગયો હવે રેલ્વેની જુદી જુદી લાઇનોનું જંકશન બની આગ્રામાં વેપારની ઉન્નતિ થાય તથા અનેક કળાકૌશલ્ય દ્વારા તેના નામને કદાચ પાછું કાયમ રાખે.

# આગ્રા શહેરનું સામાન્ય વર્ણન.



આગ્રા ઉર્ફે અકબરાબાદ હિન્દુઓની ધાર્મિક દૃષ્ટિથી પવિત્ર મનાતી યમુના નદીના કિનારા પર શહેનશાહ અકબરની રાજધાની અને હિન્દુસ્તાનના પુરાતન શહેરોમાંનું એક શહેર છે. તેની વધારે પ્રખ્યાતિ એટલા માટે છે કે, મોગલરાજ્યના વખતની ઘણીખરી ઈમારતો અદ્યાપિ પર્યંત સારી સ્થિતિમાં વિદ્યમાન છે.

વર્તમાન મનોહર આગ્રા નગરીને બે ભાગમાં વ્હેંચી નાંખી યમુના નદી પ્રવાહિત થઇ રહીછે. યમુનાના પૂર્વ તટપર, પઠાણ સામ્રાટોએ નિર્મિત કરેલી નગરી આવેલ છે. આ નગરી બાબર અને હુમાયુની લીલા ભૂમિ હતી; પરંતુ કરાળ કાળના આક્રમણને વશ થઇ આજે તે સ્મશાન ભૂમિ રૂપે ફેરવાઇ ગઇ છે, તેની પૂર્વની શોભા અતર્હિત થઇછે, તેના ગગન ચુંબી મહેલાતો અદૃશ્ય થઇ ગયા છે, અને તેની સમૃદ્ધિ હવે માત્ર નવલકથામાંજ આવીને સમાઇ ગઇ છે. જો કોઇ વસ્તુ અત્યારે વિદ્યમાન હોયતો કેવળ તેના અવશેષ રૂપે ઇંટોના અને પત્થરોના ઢગલાઓજ અત્ર તત્ર વિખરાએલાં પડ્યાં છે.

યમુનાના પશ્ચિમ કિનારા ઉપર અપૂર્વ શોભામયી ભૂતને આગ્રા નગરી આવેલી છે સમ્રાટ અકબરે ઇ. સ. ૧૫૬૬માં એ નગરીની સ્થાપનાનું કાર્ય શરૂ કર્યું હતું એક અંગ્રેજ મુસાફર કે જેણે મોગલ સમ્રાટોની વિદ્યમાનતામાં ઉક્ત નગરીની મુલાકાત લીધી હતી તે લખે છે કે, "આ નગરી લંડનના જેટલીજ વિશાળછે." *

આગ્રા કલકત્તાથી ૮૪૩ માઇલ મુંબઇથી ૮૩૯ માઇલ અને દિલ્હીથી ૧૪૦ માઇલ ઉપરછે અને રેલવેની જુદી જુદી લાઇનોનું જંકશન છે.

સંયુક્ત પ્રાંતનાં બીજા જીલ્લાઓ કરતા આગ્રાની હવા વધારે ગરમ અને ભીનાશ વગરની ( સુકી ) છે. ઉનાળાની ઋતુ વધારે દિવસ લબાય છે અને એપ્રીલ મહિનાથી લઇને ઓગસ્ટની આખરી સુધી સખ્ત તાપ પડે છે.

વરસાદ હમેશા ઓછા પ્રમાણમાં વરસે છે શિયાળાની ઋતુ અકટોબર માસના છેલ્લા અડવાડીયાથી શરૂ થાયછે એપ્રીલ, મે અને જુનમાં સખત લૂ વાયછે. અને વટોળીયા ચઢે છે. જુન માસની આખરે વર્ષા ઋતુ શરૂ થાયછે.

આગ્રા જીલ્લાના હવાપાણી આરોગ્યતાને માટે અનુકુળ અને સારા ગણાય છે. આગ્રામાં તાવનું પ્રમાણ

* મહાન સમ્રાટ અકબર—પૃ. ૧૬૫.

વધારે રહે છે; પણ શીતળા, કોલેરા અને પ્લેગ વિગેરે રોગો ઘણાજ ઓછા પ્રમાણમાં થાય છે. આગ્રા શહેરની કુલ વસ્તી ૧,૮૫,૪૪૯ માણુસોનીછે, * જેમાં લગભગ ૬૦ હજાર મુસલમાનો છે, બાકીના હિન્દુઓ અને બીજા વર્ગના માણુસો છે.

## મુસાફરો માટે જરૂરી નોંધ.

આગ્રા શહેર રેલ્વેની જુદી જુદી લાઇનનોનુ જંકશન હોવાથી બધા મળીને શહેરમાં લગભગ છ સાત સ્ટેશનો છે, માટે હિન્દના કોઇપણ ભાગમાથી આગ્રા જનાર મુસાફરોએ આગ્રા ફોર્ટ સ્ટેશને ઉતરવું વધારે સગવડ ભરેલું છે. ગુજરાત કાઠીઆવાડથી બી બી એન્ડ સી. આઇ. રેલ્વે મારફત આવનાર મુસાફર કોઇ પણ જંકશને ઉતર્યા વગર સીધા આગ્રા ફોર્ટ સ્ટેશને પહોચી શકેછે.

બી. બી અને રતલામ નાગડા રેલ્વેની મેઇન લાઇનથી આવનાર મુસાફરને બયાના જંકશને ઉતરી જવું પડેછે ત્યાંથી એક લોકલ ટ્રેન પેસેન્જરોને લઇ આગ્રા ફોર્ટ સ્ટેશને આવેછે.

* ઈ° સ° ૧૯૧૧ની વસ્તીગણત્રી મુજબ. (અજેંતાજ પૃ.-૬૧)

જી. આઇ. પી. રેલ્વેની મેઇન લાઇનનું સ્ટેશન આગ્રા કેન્ટોનમેન્ટ છે; અને આગ્રા કેન્ટોનમેન્ટ સ્ટેશને ઉતરવાથી તરતજ એક ટ્રેન (Shuttle Train) તૈયાર હોય છે, તે પણ પેસેન્જરોને આગ્રા ફોર્ટ સ્ટેશને લઇ આવે છે. કેન્ટોનમેન્ટ અને ફોર્ટ સ્ટેશન વચ્ચે ૩ માઇલનું અંતર છે, આટલા અંતરના દરમ્યાન રોજ દસ લોકલ ટ્રેનો દોડે છે આગ્રા કેન્ટોનમેન્ટ સ્ટેશને ઉતરવાથી ઘેડો, બ્રુમ, ટાંગા તથા એક્કા ગાડીઃ પણ શહેર અગર છાવણીના હોટલોમાં જવા માટે મળી શકે છે.

કલકત્તા વિગેરે સ્થળોના મુસાફરો જે ઇ. આઇ. (ઇસ્ટ ઇન્ડીયન) રેલ્વે મારફતે મુસાફરી કરી આગ્રા જાયછે તેમને ટુંડલા (Tundla)) જંકશને ઉતરી જવું પડે છે અને ત્યાંથી ઈ. આઈ. બ્રાંચની બીજી ટ્રેનો મારફતે આગ્રા ફોર્ટ જવાયછે.

આગ્રામાં દરેક કોમના મુસાફરો માટે ઉતરવાના સાધનો સગવડ વાળાં છે. ફોર્ટ સ્ટેશનની પશ્ચિમે હિન્દુ લોકો માટે હોટલો ખાવા પીવા તથા રહેવાની સગવડ વાળા બનેલાં છે. જ્યાં સાધારણ ભાડાના ઓરડાઓ પણ મળી શકેછે.

મુસલમાનો માટે કીનારી બજારમાં મોહોમેડન હોટલો પણ તેવીજ રીતની સગવડતા વાળી બનેલી છે' તેમજ જુમ્મા મસજીદની પાસે સરા (મુસાફરખાના) પણ બનેલી છે.

યૂરોપિયનો અને ધનવાન માણસો માટે અંગ્રેજી સ્ટાઇલના હોટલો આગ્રા સદર (છાવણી) માં ઘણાં બનેલા છે. જ્યાં દરેક જાતની સગવડ અને સાધનો મોજુદ હોયછે, જેમાં ધનવાનો માટે સીસીલ હોટેલ (Hotel Cccil) અને મધ્યમ શક્તિવાળાઓ માટે આગ્રા હોટેલ ઠીક ગણાય છે.

આગ્રામાં શેતરંજી, ઉની તથા સુતરાઉ ગાલીચા અને સંગેમરમરના રમકડાં સારા બને છે અને વખણાય છે. એ વસ્તુઓ લઇ વેચવા સારૂ કેટલાક પરચુરણ ફેરીવાળાઓ ખાસ હોટેલોમાં બ્હારના મુસાફરોમાં વેચવા સારૂ અંદર ઘુસી આવે છે. હોટલોના દરવાન વિગેરે નોકરો ફેરીવળાની હામાં હા ભણી અજાણ મુસાફરોને ખાત્રી કરાવી દે પણ એ માટે સાવધાન રહેવાની જરૂર છે કારણ કે એ કિમ્મત લગભગ વધુ પડતી હોયછે, માટે એવી વસ્તુ ખરીદ કરવી હોય તો મુસાફરોએ જોહરી બજારમાં

જસ્થાબંધ અને છુટક વેચાણ કરનાર કારખાના વાળાઓની દુકાનેથી ખરીદ કરવી લાભદાયક છે.

આગ્રામાં ટાંગા, એક્કા વિગેરેની સગવડ સારી છે અને તેથી મુસાફરોને જ્યારે જોઇએ ત્યારે તે મળી શકેછે. પરંતુ કોઈ પણ જગ્યામાં જવા માટે એક્કા અથવા ટાંગામાં બેસવા પહેલાં તેના ભાડા વિષે ચોક્કસ ઠરાવી લેવું અથવા કાયદાસર ટાઇમ મુજબના ભાવો નક્કી કરેલા હોય છે તેની વાત કરી લેવી. એમ કરવામાં અજાણ્યા મુસાફર ભુલ કરે તો ગાડીવાનની મરજી મુજબ પૈસા દેવા પડે, અને તેથી ગાડીભાડાનું ખર્ચ વિશેષ થવા સંભવ રહે છે. શહેર બ્હાર તાજ, સીકંદરા, એતેમાદુ-દ-દૌલા વિગેરે જગ્યાના ભાડાના દરની તખ્તી ટાંગામાં લગાવેલી હોય છે.

આગ્રાની ઉર્દુ ભાષા સામાન્ય રીતે સારી ન ગણાય, અને તેથીજ જેમ ઉત્તર હિન્દુસ્તાનમાં લખનૌ અને દિલ્હી ઉર્દુ ભાષાના કેન્દ્ર તરીકે ગણાય છે, તેમાં કદાચ આગ્રાનો સમાવેશ ન થઇ શકે.

આગ્રાની ઇમારતો જોવા આવનાર મુસાફરે સાથે સાથે ફતેહપુર સીક્રી જરૂર જોવું જોઇએ અને સર્વે ઇમારતો જોવા માટે ઓછામાં ઓછા ચાર દિવસ તો આગ્રામાં રોકાવુંજ જોઇએ.

# આગ્રાની ઇમારતો.



ઈસ્લામી બાદશાહોના સમય પહેલાંની તો કોઇ ઇમારત અત્રે એવી નથી કે; જેનુ વર્ણન કરવું યોગ્ય ગણી શકાય પરંતુ એમજ કહેવું જોઇએ કે મુગલ બાદશાહેના સમય પહેલાંની કોઇ ઇમારત જોવા લાયક નથી; જોકે હાલના સમયની ઘણી ઇમારતો છે; પરંતુ તે સર્વ સાધારણ હોઇ ખાસ વર્ણન કરવા યોગ્ય નથી. ગાઇડ લખવાવાળા તેમાંથી કેટલીક ઇમારતોના વર્ણન લખે છે પણ પ્રવાસીઓ ને એટલી ફુરસદ ક્યાથી હોય ? કે તે સર્વ જગ્યામાં ફરી શકે. એટલા માટે મારા મતાનુસાર એટલાં પૃષ્ઠો નકામાં કાળાં કરવાં જેવું છે.

હું તો આ પુસ્તક એટલાજ માટે લખી રહ્યો છું કે, ગુજરાતવાસી પ્રવાસીઓ જેઓ આગ્રાની સહેલ કરવા નીકળે છે. તેઓને આગ્રાની ઇતિહાસ પ્રસિદ્ધ પુરાતન શાહી ઇમારતો જોવામાં ઉપયોગી થઇ પડે. એટલાજ કારણથી માત્ર નીચે દર્શાવેલી ઇમારતો સંબંધી વર્ણન કરીશ; તેમાં પણ ટુંક વર્ણન સિવાય ખાસ ખાસ

વિષયોજ લખીશ કારણ કે, જે વસ્તુની ખુબી જોવાથી સબંધ રાખેછે તે વાંચનમાં બોજા રૂપ થઇ પડે છે. અને તેમાં રસ પડવાને બદલે કંટાળો આવેછે. જે મુખ્ય મુખ્ય ઇમારતોનું વર્ણુંન; થશે તે નીચે મુજબ છેઃ—

(૧) જામે મસજીદ, (૨) અકબરી કિલ્લો, (૩) તાજમહેલ, (૪) એતેમાદુ-દ-દોલા, (૫) સીકંદરા, (૬) ફતેહપુર સીક્રી.

Valabhjee Ramanji



# જામે મસ્જીદ.

---

આગ્રાની જામે મસ્જીદ આગ્રા ફોર્ટ સ્ટેશનની પાસે છે, અને તે એવી તો ભવ્ય મસ્જીદ છે કે, રેલ્વેમાં મુસાફરી કરતા મુસાફરોને ઘણે દૂરથી તેનાં લહેરીયાદાર ઘૂમટો નજરે પડે છે એને ઇ. સ. ૧૬૪૪માં શાહજાદી જ્હાનૂઆરાએ ( શાહજહાનની પુત્રી ) બંધાવી હતી. પાંચ લાખ રૂપિયા એની ઉપર ખર્ચ થયેલો કહેવાય છે, અને પાચ વર્ષે તેનું કામ પૂર્ણ થયું હતું. એના લહેરીયાદાર ઘૂમટો ઘણાંજ આકર્ષક હોઇ સુંદરતામાં વધારો કરેછે. મસ્જીદની બાંધણી મુગલાઇ ઇમારતો જેવી છે. પરંતુ તેમાં પઠાણુ કારીગરીનો કેટલોક અંશ મિશ્રણ જણાય છે,

[illegible] Ramjee



# આગ્રાનો અકબારી કિલ્લો.



( નોટ—કિલ્લાની અંદર છાવણીના માજીસ્ટ્રેટનો પાસ મેળવી જઇ શકાયછે. માટે મુસાફરોએ પાસ મેળવવો એટલે પાસ જોઇ કિલ્લાની અંદર જવા દેવામાં આવેછે. )

આગ્રા નગરીમાં શહેરની લગોલગ યમુના નદી ઉપર આવેલ મોગલ શહેનશાહતની જાહોજલાલીના પાયા રૂપી આગ્રાનો અકબરી કિલ્લો પોતાની પૂર્વ જાહોજલાલીની પુનઃ સ્મૃતિ કરાવતો સેંકડો વર્ષ થયા છતાં પોતાના અસ્તિત્વને જેવીને તેવી હાલતમાં ટકાવી રાખી વિજય પ્રદર્શક તરીકે દૃષ્ટિગોચર થાયછે. જે નિહાળતાંજ આપણાં નેત્રો સમક્ષ ભરતખંડની ભુતકાળની જાહોજલાલી પ્રત્યક્ષ ખડી થાય છે.

કિલ્લાની ઈમારતને એક તરફ પ્રક્ષાલન કરતી યમુના નદી વહી રહી હતી આજે તે સ્થળે એક

સંગમાર્મ (સડક) નજરે પડેછે. આખા કિલ્લાની ઈમારત અર્ધ વર્તુલાકારની હોઈ ઘણી ભવ્ય અને સંગીન છે. એ અર્ધ વર્તુલાકારનો વ્યાસ (સીધોભાગ) યમુના નદીને કિનારે કિનારે લગભગ અર્ધો માઈલ લાંબોછે. અને આખા કિલ્લાનો ઘેરાવો લગભગ બે માઈલછે. કિલ્લો શાહેનશાહ અકબરના હુકમથી કાસીમખાન (મીરબેહ્ર) દર્યાઈ ખાતાના વડાએ બંધાવ્યો હતો. ઈ. સ. ૧૫૬૬ માં એનો પાયો નખાયો અને સતત ૮ વર્ષના પરિશ્રમ તથા ૩૫ લાખ રૂપિયાનાં ભોગે તે બાંધવાનું કાર્ય સંપૂર્ણ કર્યું હતું. આ કિલ્લો લાલ રંગના પત્થરો વડે બાંધવામાં આવ્યોછે, અને પ્રત્યેક પત્થર એક લોહ શૃંખલા વડે અન્ય પત્થર સાથે જોડી દેવામાં આવ્યો છે. કિલ્લાની દિવાલો એવી છે બ્હારની દિવાલ જમીનથી ૪૦ ફુટ ઉંચીછે અને અંદરની દિવાલ ૭૦ ફુટ ઉંચીછે. દિવાલોમાં જુદી જુદી જગ્યાએ ઘણા બુરૂજો (દુર્ગ-કોઠા) છે. જે બુરૂજ નદીની તરફ ઉત્તર બાજુએ છે; તેને શાહ બુરૂજ કહેછે. અને બીજો દક્ષિણ બાજુએ છે, તેને બંગાળી બુરૂજ કહેછે. એજ કિલ્લાની જગ્યા ઉપર બાદલગઢનો પુરાણો કિલ્લો હતો, જેને ઈસ્લામશાહે એ વખત નવેસરથી બંધાવ્યો હતો. એ કિલ્લાની દિવાલો અને દરવાજાતો શાહેનશાહ અકબરના બનાવેલા છે; પરંતુ

અંદરની મુખ્ય ઇમારતો, તેના પછીના બાદશાહોએ બંધાવી હતી.

કિલ્લાને ત્રણ દ્વાર (દરવાજા) છે. ઉત્તર અને પશ્ચિમ દિશા તરફ મુખ્ય દ્વાર દિલ્હી દરવાજો, દક્ષિણ ખુણામાં અમરસીંગ દરવાજો અને નદીની તરફ ત્રીજો દરાવાજો છે;- એ દરવાજો બંધ રાખવામાં આવેછે. કહેવાયછે કે, અમરસીંગ દરાવાજો પાછળથી બનાવવામાં આવ્યો હતો. કિલ્લાને ફરતી ખાઇ (પાકો બાંધેલી નહેર) છે. તે બાદશાહ આલમગીરે તૈયાર કરાવી હતી, જેમાં જરૂર પડે કે તુરતજ યમુનાનુ પાણી ભરાઇ જાય એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. સર્વથી મોટો અને ભવ્ય દ્વાર તે દિલ્હી દરવાજો છે જે શહેરની તરફ ઉત્તર અને પશ્ચિમે છે.

કિલ્લાના દિલ્હી દરવાજાની સામે પહેલાં એક તીરપોલ (ગઢથી વીંટાએલી ઇમારત) બનેલી હતી એમ કહેવાય છે, જે બાદશાહ શાહજહાંએ બનાવી હતી, અને તેમાં બજાર ભરાતું હતું. તીરપોલની અંદર એક બારાદરી (બેઠક) પણ હતી, જેને નગારખાનું કહેતા હતાં તેની છત, સંગેમરમર (આરસ પહાણ) ની બનેલી

હતી, અને અહિ નિયમિત વખતે નફીરી તથા નગારાં વાગતાં હતાં

દિલ્હી દરવાજામાં દાખલ થઇ આગળ ચાલતાં એક બીજો ભવ્ય દ્વાર નજરે પડેછે જેને "હાથીપોલ દરવાજો" કહેછે. પહેલાં એ દરવાજાની બને બાજુએ પત્થરના બે હાથી સવારો સાથે બનેલાં હતાં, ઇસ્લામી ધાર્મિક દ્રષ્ટિ મુજબ સજીવન પ્રાણીના પુતળાં રાખવાની મનાઇ હોવાને લીધે શહેનશાહ આલમગીરે તેને તોડી નખાવ્યાં. એ દરવાજાની ઉપર તોપખાનું પણ હતું. કિલ્લાની અંદર ઉત્તર ખુણામાં હવે સરકારી મેગેઝીન અને બીજી ફોજી (પલટણી) ઇમારતો બની ગઇ છે, અને તેની ચારે બાજુએ દિવાલોનો ઘેરાવો કરી લેવામાં આવ્યો છે. સર્વ સાધારણને તેની અંદર જવાની પરવાનગી નથી.

પશ્ચિમ દિશાએ ઉચા ટેકરા ઉપર જે કિલ્લાની સપાટીનો સર્વથી ઉંચો લાગછે તે ઉપર અમલદાર વર્ગના ગોરાઓ માટે કવાર્ટરસ બનાવી દેવામાં આવ્યાં છે.

દિલ્હી દરવાજાસાંથી દાખલ થઇ હાથીપોલ દરવાજો વટાવી એક રાજમાર્ગે આગળ ચાલતાં માર્ગ ધીમે




આગ્રાનો અકબરી કિલ્લો પૃ. ૨૦.

ધીમે ઉચ્ચ-ઉચ્ચતર થતો જાયછે માર્ગની દક્ષિણ દિશાએ સર્વથી પહેલાં જે ઇમારત મળેછે તે **મોતી મસ્જીદ (Pearl Mosque)** છે તે અકબરના પૌત્ર શાહજહાંએ ચણાવેલી શ્વેત મરમરની અને ચોરસ ચબુતરા ઉપર બનેલી છે આ મસ્જીદમાં પ્રવેશ કરતાં પહેલાં ઉંચી સીડી ઉપર ચડવું જોઇએ. એ સીડી લાલ પત્થરની બનેલી છે મસ્જીદની ચો તરફ ગઢ આવેલો છે, અને તે પણ સગે સુર્ખ (લાલ પત્થર) નોજ બનેલો છે. જે પોતાની સાદાઇમાં પણ આનંદ આપેછે મસ્જીદની પૂર્વ અને પશ્ચિમની દિવાલો ૧૮૭ ફુટની છે.

મસ્જીદનું આગણું (ચોક) કે જે ૧૪૨ ફુટ લાંબુ અને ૧૦૦ ફુટ પહોળું છે, તે મકાન મૂળથી લઇને અંત પર્યંત સમસ્ત શ્વેત મરમરથી મઢી લીધેલ છે. તેની ઉપર ત્રણ સડોળ અને નાજુક ગુબદો (ઘુમટો) તથા સુવર્ણ રંગના શિખર (કળશ) છે દરેક ખુણામાં એક મિનાર છે. એના ઘુમટો સંબંધી હસુલ સાહેબ લખેછે કે, "તદ્દન કળીઓ માલમ પડેછે કે જે જાણે હજુ ખીલવાની બાકી હોય"* આખી મસ્જીદમાં કારીગરીની તો હદજ કરીછે, તેની હદ બ્હારની સૌંદર્યતા (Classic Beauty) ની

---

* અજંતાજ પૃ ૧૫.

તારીફ લખવાની લેખીનીમાં તાકત નથી બસ એમજ જણાયછે કે, સ્વર્ગનું એકાદ મહેલ પૃથ્વીની સપાટી ઉપર મનુષ્યની બુદ્ધિને આશ્ચર્ય ચકિત કરવાને માટેજ ઉતરી આવ્યુ ન હોય ?"×

મસ્જીદના ચોકની વચમાં એક સુંદર ચોરસ હોજ બનેલોછે, અને તેની પૂર્વ તથા દક્ષિણ દિશાની વચ્ચે એક ધુપ ઘડીયળ બનેલું છે. ચોકની ત્રણ બાજુએ સુશોભિત દાલાનો (પરસાળો) જોનારની દૃષ્ટિને વિશેષ મોહ પમાડે છે. જેમની ચોડાઇ ૧૧॰ ફુટ છે મસ્જીદની બન્ને તરફ હુજરા (પરદાહદાર જગ્યા) છે, જે સ્ત્રીઓને બંદગી (પ્રાર્થના) કરવા માટે બનેલાં હશે કેમકે તેમાં પત્થરની બારીક કોતર કામની જાળીઓ લાગેલી છે. એ મસ્જીદમાં રંગીન કામ બીલકુલ નથી કિંતુ સફો (નમાઝ માટે ઉભા રહેવાની જગ્યા) માં પીળા રંગના પત્થર (ખટ્ટુ) નો હાંશીયો લગાવવામાં આવેલોછે, પરંતુ સાદાઇ એટલી હદ વગરની છે કે જેના માટે એક ઉર્દૂ કવિનુ શેર યાદ આવે છે—

"ઇસ સાદગી પે કોન ન મર જાયે અય ખુદા."

ટેલર સાહેબે લખ્યુ છે કે, "આ મકાન સાથે હું

---

×, અજેંરાજ પૃષ્ટ ૧૫

તુલના કરી શકું એવું કોઈ મકાન મેં હજી સુધી જોયું નથી"*

શાહજહાંએ એ મસ્જીદ બાંધવાનું કાર્ય ઈ. સ. ૧૬૪૮માં શરૂ કરાવ્યું હતું અને ઇ. સ. ૧૬૫૫માં ૭ વર્ષે બાંધકામ પૂર્ણ થયું હતું. એનો ઉપર ત્રણ લાખ રૂપિયા ખર્ચ થએલો કહેવામાં આવેછે. જે હાલમાં ત્રણ લાખ વખત એનો ઉપરથી ઓવારી નાંખી દેવાનું મન થાય છે.

એ મસ્જીદ સંબંધી ઉલ્લેખ કરતાં ડાકટર હંટર સાહેબ લખેછે કે, "ઘણુકરીને પૃથ્વીમાં સર્વ કરતાં વિશદ્ધ અને મનોહર ઉપાસના ગૃહ આજ હશે"× પારદના જેવી શુભ્ર અને સ્વચ્છ દિવલો નયનને અને મનને એવી તો રંજીત કરેછે, કે તેનો એકાએક ત્યાગ કરીને આગળ જવાનું મન થાય નહીં.

ફરગ્યુસન સાહેબ જણાવેછે કે, તેમણે આવી સાફ અને સુંદર ઇમારત કવચીતજ જોઇ હશે, કે જે આ કિલ્લા માધ્યેની અકબરની ઈમારત સાથે સરખાવતાં અન્તયખી ઉત્પન્ન કરેછે."

---

* સમ્રાટ અકબર પૃષ્ટ ૧૬૬.

× " " "

"I hardly know, any where, of a building so perfectly pure and elegant or one that forms such a wonderful contrast with the buildings of Akbar in the same palace" *

મોતી મસ્જીદમાંથી નીચે ઉતરતાં સામે પૂર્વ દિશામાં એક પાકી દિવાલ છે, અને તે નદીની બાજુના દરવાજા સુધી પહોંચે છે જેમે 'દર્શન દરવાજો' કહે છે

મસ્જીદની સામેની સડક દક્ષિણ બાજુએ મહેલાતો સુધી જાય છે. સડકની જમણી બાજુએ એટલે મસ્જીદની પશ્ચિમ તરફ જમીનનો એક ખુલ્લો ભાગ નજરે પડે છે જ્યાં પહેલાં એક ચોક બનેલો હતો, તેમાં થઇને મહેલોમાં દાખલ થવાતું. એ ચોકની પશ્ચિમમાં 'મીના બજાર' હતું; જ્યાં ઝવેરાતની ખરીદ તથા વેચાણ થતું.

મસ્જીદની સામેની સડકથી દક્ષિણ તરફ આગળ ચાલતાં મોટું મેદાન (જે મહેલોનો મોટો ભાગ) છે જેની લંબાઇ ૫૦૦ ફુટ અને પહોળાઇ ૩૭૦ ફુટ છે.

---

* History of Indian and Eastern Architecture, by James fergusson P. 600,
(આગ્રા-દીલ્હી પૃ. ૨૩)

તેમાં આપણે પ્રવેશ કરીએ એ ચોકની પૂર્વ દિશામાં 'દિવાનેઆમ' (Hall of Public Audience) અથવા દરબાર ગૃહ આવેલુ છે બાકીની ત્રણ દિશાઓમા કેટલા-એક નાના મોટા ઓરડાઓ આવેલાં છે દિવાનેઆમ અદરથી ૧૯૨ ફુટ લાંબુ અને ૬૪ ફુટ પહોળું છે. સમસ્ત ગૃહ શ્વેત મરમરના પત્થર વતીજ નિર્મિત છે, તેની ભવ્યતા વિષે તો દેખીતુંજ છે જે માટે કંઇ કહેવાની જરૂર રહેતી નથી તેની પૂર્વ તરફ એક ગઢ અને બાકીની ત્રણ દિશાઓ તદ્દન ખુલ્લી છે. અનેક મનોહર સ્તંભો ગૃહમાં ઉભા રહી, ગૃહની શોભા અને ગભીરતામાં વૃદ્ધિ કરેછે. ગૃહની પૂર્વ તરફ મધ્ય સ્થળે શ્વેત પ્રસ્તરની એક 'સેહદરી' (Imperial Balcony) અથવા વેદી બનેલીછે જેમાં તખ્તેશાહી* દરબારના મોકા ઉપર રહેતુ તે વેદી ઉપર દરબાર ગૃહમાંથી ચડી શકાય એવી વ્યવસ્થા છે. તેમ જનાનખાના અને મહેલો (અત પુર)માંથી એક સીધો માર્ગ આવેછે અને તે માર્ગેજ બાદશાહો આવી અત્રે તખ્તેશાહી (સિંહાસન) ઉપર બેસતાં તખ્તની

---

* મોગલ શહેનશાહ દરબારમા બીરાજતા તે વખતનો દમામદાર દેખાવ ફ્રેચ મુસાફર બર્નીઅર પોતાની Travels in the Mogul Impire Vol I. P. P. 305-307મા ચીતારેછે (આગ્રા દિલ્હી પૃ ૨૪)

બેઠક સામે નીચે એક આરસ પહાણની ચોકી અથવા બેઠક છે જેની ઉપર વજીરો ( પ્રધાનો ) બાદશાહ સન્મુખ કાગળો વગેરેની રજુઆત કરતા હતા.

કહેવામાં આવેછે કે વજીરો પાસેથી કાગળો અને દરખાસ્તો સહી કરવા માટે બાદશાહ આગળ સોનાની સાંકળ મારફતે ખેચીને પહોંચાડવામાં આવતા. તખ્તની બેઠક એટલે સેહદરીની બને તરફ "ઝરૂખા" છે જ્યાથી પરદામાં રહી બેગમો દરબારની કાર્યવાહી બેઠાં બેઠા નિહાળતી હતી

દિવાનેઆમ તો શાહજહાનેજ બધાવ્યો હતો પરતુ કહેવામાં આવેછે કે, આલમગીરની રાજ્યાભિષેકની ૨૭ મા વર્ષની જ્યુબીલી ઉજવાઇ ત્યાં સુધી એનું કામ સમાપ્ત થયુ નહોતું. ધારવા મુજબ અકબરનું દિવાનેઆમ એજ જગ્યા ઉપર હતું, જેને તોડી નવું બનાવવામાં આવ્યું હતું. અકબરના સમયની બીજી પણ કેટલીક ઇમારતો એવીજ રીતે તે પછીના બાદશાહોએ તોડી નવી બનાવી હતી.

દિવાનેઆમની પાસે જે. આર કોલવીન સંયુક્ત પ્રાન્તના લે. ગવરનર સાહેબની કબર છે. જેઓ ઇ. સ. ૧૮૫૭ માં મરણ પમ્યા હતા × એની સામે એકજ

---

× આગ્રા દિલ્હી પૃ. ૨૨

પત્થરમાંથી કોતરી કાઢેલું એક પવાલું રાખેલું હતું. જે પાંચ ફુટ ઉચું અને આઠ ફુટ પહોળું તથા ઘેરાવો ૨૫ ફુટ છે. એની ઉપર બહારની તરફ કાંઇક તુટ્યા ફુટ્યા અક્ષરમાં ૧૦૧૯ સને હીજરી લખેલુ જણાય છે તે પવાલા વિષે કહેવાય છે કે જહાંગીરને ન્હાવાનો હોજ હતો જે "હોજે જહાંગીરી" નામે ઓળખાયછે. પરંતુ અસલ વાત એમ જણાય છે કે તે ભેટ તરીકે કોઇ તરફથી બાદશાહને આપવામાં આવ્યું હશે, કેમ કે આટલું મ્હોટું પવાલું જે એક પત્થરમાંથી કોતરી કાઢેલું છે એ નવાઈ જેવી વસ્તુ ગણી શકાય. એની બહારની બાજુ એ ઘણુંજ કીમતી કામ બનેલું હતું. જે હાલમાં ખરાબ થઈ ગયુ છે. હાલ એ પવાલું જહાંગીરી મહેલની સામે રાખવામાં આવેલું છે.

ચોકની બહાર પશ્ચિમ બાજુએ ઉચાણવાળી જગ્યા પર એક મહેલના કાંઇક અવશેષો હાલમાં નજરે પડેછે. જેનું નામ "સલીમ ગઢ" હતું. એ મહેલને જહાંગીરના નામ સાથે સંબંધી ઉલ્લેખ કરવામાં આવેછે, પરંતુ એ ઇસ્લામશાહે તૈયાર કરાવ્યું હતું. ×

દિવાનેઆમની ઉત્તર અને પશ્ચિમ વચ્ચેના ખુણા પાસે એક દરવાજો છે જેમાં "જનાના મીના બજાર" છે.

---

× અર્જેતાજ પૃ. ૧૭

તેની ઉપર એક ઘણીજ ખુબસુરત આરમ પહાણની ગોખ ( ઝરૂખો ) છે. અહીંથી બેગમો ઝવેરાત, દાગીના, અતલસ, કીનખાબ વિગેરે સોદાગરો પાસેથી ખરીદ કરતી હતી. કેમ કે એ ખરીદ વેચાણ કોઇ કોઈ પ્રસગેજ થતું. અને ઘણેભાગે બજાર ખાલીજ પડયુ રહેતું; તો કેટલીક વખતે મહેલોનાં રહેવા વાળાઓને બજારની નકલ ઉતારવાનું મન થતું. એવા મોકા ઉપર વજીરો, અમીરોની સ્ત્રીઓ, છોકરીઓ દુકાનદાર બનતી અને બેગમો તથા બાદશાહ સલામત પોતે ખરીદદાર ( ગ્રાહક ) બની નીકળતાં લેવડ દેવડનો બજાર જોશમા જામતો કોઇ દુકાન ઉપર બાદશાહ ઉભાછે. અને કોઇ વસ્તુની કીમત કરવામાં બે ચાર પૈસાની વધઘટ માટે વાદ વિવાદ કરી રહ્યા છે. અને તે સૌંદર્યની દેવીઓ નાઝનખરા સાથે કહી રહી છે. "જાઓ જાઓ જ્યાં તમને કમતી ભાવે મળે ત્યાંથી લઇ લ્યો, અમે તો એનાથી કમતી ભાવે નહી વેચીએ " બેગમો અલગ ઘણીજ ચાલાક ખરીદદાર બનીને જોર લગાવી રહીછે. કે લાગ ફાવે તો દુકાનદારને છેતરી રૂપીઆનો માલ પૈસાની કીંમતમાં લઇ ચાલતી થાય એવી રીતની ખરીદારીમાં એક જાતની ધમાલ થતી જે દુકાન પર જુઓ તે દુકાનદાર અને ગ્રાહક વચ્ચે ઝગડો થઇ રહ્યો છે. કોઇ જગ્યામાં સોદો પટતો

નજરેજ નથી આવતો પણ જ્યારે સોદો પતી જતો અને તે વસ્તુની કીંમત અમુક રૂપીયા નક્કી થઇ જતી ત્યારે રૂપીઆની જગ્યાએ અશરફીઓ આપવામાં આવતી. જાણે ભૂલથી દેવાઈ ગઇ હોય ! * મતલબકે એવી રીતે આનંદ કરતાં એ મીનાબજારની પશ્ચિમ અને દક્ષિણ ખુણાની ઉપર "**નગીના મસ્જીદ**" છે. એ મસ્જીદ શુધ્ધ આરસ પહાણની બનેલી છે. એને શહેનશાહ આલમગીરે બેગમો માટે બનાવી હતી. મસ્જીદ પરદાદાર છે અને ઠેઠ જનાનખાના સુધી આખો રસ્તો પરદાદાર બનેલો છે. કહેવામાં આવેછે કે, શાહજહાન ગાદીથી અલગ થયા પછી એજ મસ્જીદમાં ઇશ્વર ભક્તિમાં મશગુલ રહેતો.

દરબારે આમની પાછળ "**મચ્છીભુવન**" (**Fish Palace**) છે. મચ્છી ભુવનનો મુખ્ય દરવાજો જનાના મીનાબજારમાં થઇને છે. એ દરવાજાનાં કમાડ (બારણાં) જેને શહેનશાહ અકબર ઇ. સ. ૧૫૫૭ માં ચિતોડના

નોટઃ—

* વાંચકોએ જાણવું જોઇએ કે તે વખતે રૂપીઓ અને અશરફી (મહોર) આકારમાં બંને લગભગ બરાબરજ થતાં જેમણે પહેલાના સીક્કા જોયા છે. તેઓ એ માટે સંદેહ નહી કરે. (અર્જેતાજ પૃ. ૧૮)

કિલ્લાને ફતેહ કરી તેની યાદગીરી તરીકે લઇ આવ્યો હતો એ કમાડ જસત ( Bronge )ના છે તેને ઘણે ભાગે હમેશા બંધ રાખવામા આવે છે અહીથી આગળ વધી એક બીજા ચોકમા પહોચાય છે જ્યા સમયના વિચિત્ર પણાનો નમુનો નજરે પડે છે

અહી એક મદિર છે જે ભરતપુરના રાજાએ પોતાના સમયમા બનાવ્યુ હતુ, હાલમા એ "**મદી રાજા રામ રતન**" ને નામે ઓળખાય છે

વચમા જે હોજ છે તેમા માછલીઓ છુટી રહેતી હતી એની અદર જમનાજળ સાથે માછલીઓને દાખલ કરી બાદશાહી કુટબના માણસો માછલીના શીકારની ગમ્મત મેળવતા તેની ઉપર એક છત્ર ( Canopy ) બનાવવામા આવ્યુ હતુ જેને રગ બેરગી કાચોથી મઢી લેવામા આવ્યુ હતુ અને ફોસફરસની રોશનીથી ચદ્ર તારા વગેરેના પડછાયા પાણી ઉપર પડી ઘણોજ રમણીય દેખાવ લાગતો જે છત્ર હાલમા હૈયાત નથી

* મારબલની એ મચ્છીભવનની ટાકીને ભરત પુરના રાજા સુરજમલે નુકસાન પહોચાડી ખરાબ કરી હતી પણ હિંદના આગલા વાઈસરોય લોર્ડ મેયો

* આગ્રા દીલ્હી પૃ ૨૫

તથા લૉર્ડ નોર્થબ્રુકે એ તેમજ દીવાનેઆમને મરામત કરાવી સારી હાલતમાં મૂક્યાં છે. ભુવનની લંબાઇ પહોળાઇ ૧૫૦ ફુટ અને ૨૦૦ ફુટ છે. કોઇ સમયે તેનો ચોકહોજ તદ્દન આરસ પહાણનો હતો. જેમાં ફુલોની ક્યારીઓ હતી પાણીની નીકો, ફુવારા, અને માછલીઓનાં હોજ બનેલાં હતાં એ બધો સામાન જાટ લોકો લુંટ ઘસીટ કરીને 'ડીગ' (ભરતપુર સ્ટેટની પુરાણી રાજધાની) માં લઇ ગયા. તખ્તની સેહદરીની સામે જે દિવાનેખાસની પાસેની છત હાલમાં ખુલ્લા મેદાનની હાલતમાં નજરે પડે છે. તેની ઉપર તે સમયે ઘણીજ રોનકદાર ઇમારત બનેલી હતી જેનો સંબંધ દિવાનેખાસની સાથે હતો. તે પણ જાટ લોકો તોડીને લઈ ગયા. દરબારે આમની લગોલગ એક આરસ પહાણનું મકાન છે. જેની બન્ને તરફ બે નાના ઘણાજ સુંદર હુજરા છે. એ મકાનનાં બધા આરસપહાણ રાજા સુરજમલ કસ્બે 'ડીગ' પોતાની રાજધાનીમાં લઇ ગયો હતો એમ કહેવાય છે. *

દિવાનેખાસની છત ઉપર બે "સંગીન તખ્તો" રાખેલા છે. જેમાંથી એક આરસપહાણનો મચ્છીભુવની તરફ છે, અને બીજો સંગેમુસા ( કસોટીનું કાળું પત્થર ) નો

* અજેંતાજ પૃ ૨૦

છે, જે નદીની તરફ પૂર્વમાં છે અને ૧૦ ફુટ ૭॥ ઈંચ લાંબુ અને ૯ ફુટ ૧૦ ઈંચ પહોળું અને જાડાઈ ૬ ઈંચની છે. તેના પાયા ૧૬ ઈંચના છે. તખ્તની ચારે બાજુએ ઉપસેલા અક્ષરમાં લખાણુ છે. જેમાં જહાંગીરની તાજ-પોશી (રાજ્યાભિષેક) ની ક્રિયાનું વર્ણન છે. તેમાં જે તારીખ લખેલી છે. તેથી એટલું જણાઇ આવે છે કે અકબરના મરણનાં ત્રણ વર્ષ પહેલાં રાજ્યાભિષેકની ક્રિયા કરવામાં આવેલી હતી તેનું કારણ એ છે કે તેના આખરી વખતમાં જહાંગીર બાગી (બળવાખોર) થઇ ગયો હતો અને અલ્હાબાદમાં સ્વતંત્ર પણે હકુમત ચલાવતો હતો. અર્જેતાજનો લેખક એ તખ્તને જહાંગીર ત્યાંથી પોતાની સાથે લાવેલો હશે એમ જણાવે છે કેમ કે એ લખાણની સાથે બે બીજા પણ કુતબા (લેખ) કોતરેલા અક્ષરમાં છે. જેમાં જહાંગીરની શહેનશાહીના પુરા ઇલ્કાબો લખેલા છે. તે પરથી માલુમ પડે છે કે જ્યારે અકબર પછી જહાંગીરની તાજપોશી થઇ તે વખતે એ કુતબા વધારવામાં આવ્યા છે. તખ્તમાં એક જગ્યાએ ફાટ પડેલી દેખાય છે અને કાંઇક રાતા ડાઘ જણાય છે. એ ડાઘ ઘણું કરીને પત્થર સાથે લોખંડ અથવા કોઇ ધાતુના મિશ્રણને લીધે પડેલા ધારવામાં આવેછે પરંતુ કેટલાક લોકો એવી માન્યતા ધરાવે છે, અને તેનુ કારણ એવી રીતે જણાવે છે કે, જાટ લોકોએ

ત્યારે આશા ફતેહ કર્યું અને કિલ્લા ઉપર કબજો કર્યા પછી તેમના રાજાએ એ તખ્ત ઉપર બેસવાને કદમ મુકતાં તે પત્થરમાં ફાટ પડી અને તેમાંથી લોહીની ધારા વહેવા માંડી.*

"હમ્મામેશાહી" ( Kings Baths ) ખુલ્લા છતની એક બાજુએ દિવાનેખાસની બગબર સામે હમ્મામ છે. જેમાં પાણી બહારના કુવામાંથી આવતું હતુ. જે એ જગ્યાથી ૭૦ ફુટ નીચે હતું "દિવાનેખાસ" ( Hall of private Audience ) અથવા મંત્રણા ભુવન ઈ. સ. ૧૬૩૭ માં શાહજહાંએ બંધાવ્યુ હતું. તેની લંબાઈ ૬૫ ફુટ અને પહોળાઈ ૩૪ ફુટ તથા ઉંચાઇ ૨૨ ફુટ છે. આખી ઇમારત સફેદ આરસ પહાણ મધ્યે મઢી લીધેલા અને સુવર્ણાલંકૃત તથા રંગીન મારબલથી સજ થઇ છે તેની તારીફ લખવી સોના ઉપર ઢોળ ચડાવવા બગબર છે તેની છત આશ્ચર્ય ચકિત કરી નાંખે છે, તેનો ઉપર ફુલબુટાનુ કામ ઘણુંજ મોહક છે. છત સંબંધી એટલુ કહી દેવું અસ્થાને નહી ગણાય કે પહેલાં જે છત હતી તે સંગેમરમરની બનેલી હતી. પરંતુ બીસ્માર ( ખરાબ ) હાલતમાં થઇ જવાથી તેની મરામત આપણી બ્રીટીશ સરકારે મોટે ખરચે કરી રોનક

* અર્જેવાજ પૃ. ૨૦-૨૧

સજીવન કરી છે * અસલ પુરાણી છતમા દિવાલોની માફક સોનેરી અને રંગીન કામ હતુ. હાલની છત સાદી છે

"જનાના મસ્જીદ" મચ્છી ભુવનના ઉપરના મજલાની દક્ષિણે જે દાલાન (પરસાલ) છે તેના છેડા ઉપર દિવાનેખાસની પાસે દક્ષિણ બાજુએ એક દરવાજો છે. જેની અદરથી એક રસ્તો સીધો જાયછે એ રસ્તે એક નાની સરખી મસ્જીદમા પહોચાય છે જે સગેમરમરની બનેલી છે. અને તેમા મુસલ્લા (નીમાજ માટે ઉભા રહેવાની જગ્યા) સગેમરમર તથા ખટ્ટુ (પીળા રગનો પત્થર) ના બનેલા છે

જે રસ્તો ડાબી તરફ દિવાનેખાસની પાછળ થઇને જાય છે તેમાથી સીડી ઉતરી એક ઇમારતમા પહોચાય છે તે દિવાનેખાસથી પૂર્વ દિશા તરફ છે, તેનો એક દક્ષિણ બાજુનો દરવાજો મહેલસરા (અતપુર) તરફ ઉઘડે છે. અહિ કિલ્લાની દિવાલ સીધી હોઇ કંઇક વાકીને બહાર પૂર્વ તરફ નીકળી ગઇ છે અને એવી રીતે એક ભાગ નીકળી આવ્યો છે તેની સામે એક બુરૂજ (દુર્ગ) નજરે પડે છે. તેને "સંમન બુર્જ" અથવા જસમાઇન ટાવર "Jusmine Tawer" કહે છે એ પણ સંગેમરમરનો બનેલો છે, ત્યાંથી નદી દેખાયછે.

* અર્લ નોર્થ બ્રુક માટે ખરચે તેની રોનક સજીવન કરી છે. (આથા દીલ્હી પૃ. ૨૫.) (અર્જેતાજ પૃ ૨૧)

તેની ઉપર રંગીન અને કીમતી પત્થર વાળી કારીગરીની ઢબથી એમ જણાય છે કે, એ ઈમારત દિવાનેખાસથી પહેલા બનેલી છે એટલે જહાંગીરે નુરજહાનને રહેવાની ખાસ જગ્યા તરીકે ગખી હતી * કહેવાયછે કે, એજ સમન બુર્જમાથી એક વખતે બાદશાહ જહાગીરે ઇદનો ચંદ્ર જોઈ આ સીસરો ( ન્યુન ચરણુ *Hemi Stitch* ) કહ્યો હતો —

"હિલાલે ઈદ બર અવજે ફલક હો વયદા શુદ"
( ઇદનો નવો ચદ્ર આકાશની ઉંચાઇ પર દેખાયો )

નુરજહા પાસેજ હતી તરતજ જવાબમા કહ્યુ —
"કલીદે મયકદા ગુમગશ્તા બુદ પયદા શુદ"
( શરાબખાનાની ચાવી જે ખોવાઇ ગઈ હતી તે પાછી મળી )

અર્થાત્—રમઝાન મહિનામાં મુસલમાનોમા જે દારૂડીઆઓ હોય છે તે પણ શરાબ મદીરા પીતા નથી એટલે શરાબ ખાનુ બંધ થઈ જાય છે ત્રીસમી રમઝાને જ્યારે ચાવી રૂપી ચંદ્ર દેખાય છે ત્યારે રોજા ખલાસ થાય છે એટલે ચદ્ર જોતાજ લલકારે છે કે લાવ શરાબ (જહાગીર પણ શરાબ પીતો હતો ) તે પછી મુમતાજ મહાલ પણ એમાજ રહી અને એજ જગ્યાએ શાહજહાન પોતે

* આજે તાજ પૃ ૨૨

પણ મુમતાજ મહાલના મરણ પછી રહેતો હતો, કે જેથી તેની પ્રિય બેગમનો રોઝો હમેશાં નજરે પડતો રહે. શાહજહાંએ મરણની છેલ્લી ઘડીએ પણ એજ સમનબુર્જમાં તેની વહાલી બેગમની કબર તાજમહેલ જોતાં જોતાં તા. ૨૬મી રજબ હીજરી ૧૦૭૬ (૨૨મી જાન્યુઆરી ૧૬૬૮) ને સોમવારે પોતાનો પ્રાણ છોડયો હતો.* શાહજહાંનની લાશને કફન દીધા પછી સમનબુર્જની નીચે જે દરવાજો છે અને હાલમાં બંધ રહે છે. એ દરવાજેથી જનાજો (અરથી) કાઢી શેરહાજી દરવાજો જે એની સામે છે અને હાલમાં બંધ છે, ત્યાંથી કિલ્લાની બહાર લઇ ગયા હતા, અને તાજમહાલમાં મુમતાજ બેગમની કબરની જમણી બાજુએ લાશને દફનાવવામાં આવી હતી.

સમનબુર્જની સામે એક ઘણોજ સુંદર હોજ બનેલો છે. અને ચોકની એક બાજુએ સફેદ અને કાળા આરસ પહાણની "પચ્ચીસી (શેત્રંજ)" બનેલી છે. જે ઉપર જીવંત પાસાથી રમત રમાતી હતી. એટલે દાસીઓને જુદી જુદી જાતનાં રંગીન કપડાં પહેરાવી પાસાના ખાનામાં બેસાડવામાં આવતી, અને એવી રીતે પચ્ચીસી રમાતી. નદીની તરફ સમનબુર્જમાં

* મિરાતે આલમગીરી પૃ. ૨૧૨

તરેહવાર આરસપહાણની જાળીઓ લગાવવામાં આવેલી છે સમનબુર્જમાંથી નીકળી દક્ષિણ બાજુએ એક બીજા ભાગમાં દાખલ થવાય છે જે "ખાસ મહેલ" (Private Palace) અથવા આગમંગાહનો ભાગ છે. એ મુજબ બીજી બાજુએ પણ છે એ ભાગો પોતાની ખુબીમાં ઘણાજ આકર્ષક છે. અને સંધ્યા કાળનાં સમયે જ્યારે તડકો વધારે ન હોય તે વખતે ઘણાજ સુદર દેખાય છે અહિથી જમનાના વહેતા પાણીનો દેખાવ આનન્દમાં વધારો કરે છે. અને પશ્ચિમ તરફ "અંગુરીબાગ" તેની સુંદરતામાં વધારો કરે છે. એ ટાંકણે મહેલો પૈકી બીજા મહેલો જોતાં હાલની રહેવાની રીતી અને ઇમારતોની બનાવટ ઉપરથી વિચાર ઉત્પન્ન થાય છે, કે એ મહેલમાં બાદશાહ અને બેગમો કેવી રીતે રહેતાં હશે ? તે બીલકુલ સમજમાં નથી આવતું કે, શિયાળા ઉનાળા અને વર્ષા ઋતુમાં એવા પહોળા ઓરડા જેને દરવાજા વગેરે કાંઈ નથી એવા કીંમતી મહેલોમાં કેવી રીતે રહી શકતાં હશે ? કઇક વિચાર કરવાથી સમજાય છે કે, પરદાઓથી હીફાજત (રક્ષણ) કરવામાં આવતી હશે. સમય અજબ જેવી રીતે બદલાતો જાય છે કદાચ હવે પછીની દુનીયા હાલની રેહણીની રીતીને આશ્ચર્યથી જુએ પરંતુ હવે આગળ ચાલો " ઝપરામાં રહી મહેલોનાં સ્વપ્નાં જોવાં " જેવી વાત ઠીક નથી

"આરામ ગાહ" ( A Board of Rest ) ની અંદર બે તાકચાં ( ગોખલા ) બનેલા છે. તેમાં બાદશાહ તૈમુરથી લઇને મોગલ ખાનદાનના બધા બાદશાહોના ફોટાઓ રાખવામાં આવ્યા હતા જે જાટ લોકોની લુટમાં ચાલ્યા ગયા એમ કહેવાય છે દિવાલોમાં ચારે બાજુએ ઘણાજ પવિત્ર અશઆરો (કાવ્યો) લખેલાં છે એ અશઆરોમાંથી મહેલ બાંધવાની તારીખ ઇ. સ ૧૬૩૬ નીકળે છે. વચમાનો મોટો ઓરડો ૭૦ ફુટ લાંબો અને ૪૦ ફુટ પહોળો છે, અને એટલોજ મ્હોટો સામે દાલાન છે. જેની સામે ઘણોજ સુશોભિત હોજ છે.

"તેહખાના" ખાસમહેલની દક્ષિણમાં એક પત્થરની નીસરણી છે. જે તેહખાના ( ભોયરા ) માં ઉતરી ગઇ છે. એ તેહખાનામાં ઘણા ઓરડા ભુલભુલાવણી જેવા બનેલાં છે. *

એમાંનો પહેલો ઓરડો જનાનખાના ઉપર ચોકી કરનાર સ્ત્રી પહેરેગીરો માટે ( Guard Room ) હતો એમ કહેવાય છે × દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચે એક બીજી ઇમારત છે જેમા એક વાવ છે એમ કહેવામા આવે છે કે, એ પ્રમાણેની વાવ તે વખતે ઘણે ભાગે બનાવવામા આવતી કિલ્લાની બહાર પણ એવી વાવ

---

* અજેતાજ પૃ ૨૫

× Three days at Agra P. 58

પહેલાં અમીર ઉમરાવોની બનાવેલી હતી. પરંતુ હાલમાં તે નહિ જેવી થઇ ગઇ છે. એ તેહખાનાની લગોલગ જેલખાનું અથવા કારાગૃહો પણ છે જ્યાં ગુનેહગાર બદમાશ દાસીઓ અને નાલાયક ગુલામોને ચુપકીથી મારી નાખી તેની લાશોને પરદાને રસ્તે જમના નદીમાં વહેતી કરી દેવામાં આવતી એમ કહેવાય છે. * આ લોંયરાને લોખંડના દરવાજાથી બંધ કરી કોઇને અંદર દાખલ કરવામાં આવતા નથી +

શાહી જનાનખાના (હરમ) વિષે કહેવામાં આવેછે કે જનાનખાનાની વ્યવસ્થા કાયદા પૂર્વક રાખવામાં આવતી. દરેક સ્ત્રીને પોતાનો ઓરડો અલાહેદો આપવામાં આવતો. અને તે બધાની ઉપર દેખરેખ રાખનાર લગભગ પાંચ હજાર સ્ત્રીઓ રહેતી અને તેઓને જુદી જુદી ટુકડીમાં વહેંચી નોકરી સોંપવામાં આવતી દરેક ટુકડી ઉપર એક સ્ત્રી દારોગો (ઓફીસર) રાખવામાં આવતી. દરેક સ્ત્રીને તેની લાયકાત પ્રમાણે પગાર મળતો. જનાનખાનાના ખરચાનો હિસાબ કિતાબ માટે એક મુશરીફ રહેતો જનાનખાનાની અંદર જે સ્ત્રીઓ ચોકીદારી કરતી એમાંની ભરોસા પાત્ર સ્ત્રીઓને બેગમોના ઓરડાની ચોકીદારી સોંપવામાં આવતી વગેરે. એ સંબધી ઉલ્લેખ કરતાં આઇને અકબરીનો હવાલો આપી "શ્રી ડેઝ એટ આગરા" નામના પુસ્તકમાં

* અર્જે તાજ પૃ. ૨૫. + આગ્રા દીલ્હી પૃ ૨૭.

નીચે મુજબ વર્ણન કરવામાં આવેલ છે :—

The Aini Akbari records the rules Governing the imperial harem an enclosure of such immense extent as to contain a room for each woman to a number exceeding five thousand. They are divided into companies and a proper. employment assigned to each individual. Over every company a woman is appointed Darogha. One is selected to command the whole in order that the offices of the harem may be conducted with the same regularity, and good government as the other department of state. Every one receives a salary equal to her merits. Ladies of the first quality receive from Rs. 1610 down to Rs. 1,028. At the grand gate is stationed a Mushriff to take accounts of the harem expenditure,

The inside of the harem is guarded by women, of whom the most trustworthy are posted about the gate of the Royal apartments. Immediately outside the gate watch the eunuchs,

and, at a proper distance, the Rajputs Besides, all these precautions, His Majesty depends on his own vigilence.

Manucci describes Jahan as protected by an Amazon guard of fierce Tartar women, expert in the use of bows and arrows, and ready to fight to the death in his defence.

*(Three Days At Agra)*

*by*

Lieut.-Col. H. A. Newell, F. R. G. S. Page 59-60

"અંગુરીબાગ" ખાસમહેલની સામે પશ્ચિમ બાજુએ છે. તેની ત્રણ તરફ દાલાનો ( પરસાલ ) ઓરડા છે. જે ધારવા મુજબ અકબરના જમાનાનું જનાનખાનું છે. એ બાગ મોગલ સમયનો ઉત્તમ નમુનો છે. એમાં બધી ક્યારીઓ નિયમ પૂર્વક પત્થરની બનેલી છે. અને વચલા હોજથી ચાર ફાંટા ચારતરફ ચાલ્યા ગયા છે. કહેવામાં આવેછે કે અંગુરીબાગના બોંયતળીઆમાં જે મટોડી પુરવામાં આવેલી તે ઘણી કીમતી હોઇ કાશમીરથી લાવવામાં આવી હતી. અંગુરીબાગની લંબાઈ ૨૩૫ ફુટ અને પહોળાઇ ૧૭૦ ફુટની છે.

## "શીશમહેલ" (Palace of Mirrors)

અંગુરીબાગની ઉત્તરે ખાસ મહેલની પારોથી એક રસ્તો શીશમહેલમાં ચાલ્યો જાયછે. એ બેગમોનું ગુસલખાનું (ન્હાવાની જગ્યા—Bath Room) હતું. પહેલો ઓરડો બાદશાહની બેગમો વગેરે માટે પોષાક કરવા (Dressing Room) માટે અને બીજો ઓરડો ગુસલખાના તરીકે વપરાતો હતો. શીશમહેલમાં જે આરસ પહાણના ચોકઠાં લાગેલાં હતાં તે નીકળી ગયાં છે. પરન્તું એ બન્ને ઓરડાની દિવાલો તથા છતને સુંદર ઝળકતા ન્હાના ગોળકાચોથી દીપાયમાન બનાવ્યાં છે. છતાં એક દિવાસળી સળગાવી જોતાં આખો ઓરડો પ્રકાશિત થઈ ન વર્ણવી શકાય એવી ઝળક આપે છે.

*૧ "જહાંગીરી મહેલ" અંગુરીબાગથી નીકળીએ એટલે જહાંગીરી મહેલ તરફ જવાય છે. જે ૨૬૦ ફુટ લાંબો અને ૨૪૯ ફુટ પહોળો છે. જહાંગીરનો દીકરો શાહજહાન હતો. એ બન્નેના સૈકાઓમાં કંઇ ઝાઝો ફેર નથી. છતાં બન્નેના સમયની ઇમારતોની બાંધણીમાં

*૧ મી. કેન તેને શાહ અકબરે જહાંગીરના ખાનગી મહેલ તરીકે બાંધેલો જણાવે છે. Picturesque India by W. S. Caine P. 206 (આગ્રા-દિલ્હી પૃ. ૨૬)

ઘણીજ ફેર છે. પોતપોતાની ખુબીમાં તો બન્ને ઇમારતો ઘણીજ સુદર છે. પરંતુ શાજહાનની ઇમારતોમાં નજાકત ( નાજુકપણું ) છે અને જહાંગીરની ઇમારતોમાં મજબુતીનો ખ્યાલ વધારે રાખવામાં આવેલો છે. પરન્તુ જહાંગીરી મહેલનો પ્લાન અકબરેજ કરેલો હશે એમ સમજાય છે. જહાંગીરના નામથી એ મહેલ ઓળખવામાં આવે છે. પરન્તુ તે બાંધવાનું કામ અકબરનાજ સમયમાં આરંભાયું હતું. અને એ મહેલ બાધવામાં તેજ કડીઆઓ અને કારીગરો રોકવામાં આવ્યા હતા. કે જેઓએ ફતેપુર સીકીના મહેલો બાધ્યા હતા. આગ્રાના કિલ્લામાં લગભગ એ જાતની ઇમારતો અદ્યાપિ મોજુદ છે. અકબરની ઇમારતોમાં મોટાઈ અને ભવ્યતા દેખાય છે. અને શાહ-જહાનની ઇમારતોમાં નજાકત ( નાજુકાઈ ) તથા સુંદરતા દેખાય છે. અકબરની ઇમારતોની બાંધણીમાં હિન્દુ ઢબ દેખાય છે. અને શાહજહાનની ઇમારતોમાં ઇરાની તથા અરબી કારીગરીના નમુના જણાય છે.

નદીની તરફ એક બુરૂજ ( કોઠો ) છે જેમાં તરેહવાર રગીન કામ કરેલું છે. જોકે હાલમાં એ રંગ ફીકકો પડયો છે, પરતુ એના સૌંદર્ય દર્શનથી નયન અને મન પરિતૃપ્ત થાય છે એની લગોલગ બીજા પણ કેટલાક

વિભાગો છે જે "અકબરી મહેલ" ના નામથી ઓળખવામાં આવેછે. એ બધા વિભાગો જીર્ણાવસ્થામાં પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યાં છે, છતાં એટલું જાણી શકાય છે કે, પોતાની સારી સ્થિતિમાં કિલ્લાની બીજી ઇમારતો કરતાં ખુબીમાં ઉતરે એવાં નહી હોય. દિવાલો ઉપર સોનેરી જમીનપર સુંદર પુલો બનેલાં કેટલીક જગ્યાપરતો હજુ પણ સારી હાલતમાં જોવામાં આવે છે. અહીંથી આગળ વધીને એક બીજી લાંબી ઇમારતમાં પહોંચાય છે, જેને "કુતુબખાના" ( અકબરની લાઇબ્રેરીનો રૂમ ) કહેવામાં આવે છે એમાં અસલ રંગીન કામને બીજી વખતે તેવી સ્થિતિમાં લાવવાને કાળજી પૂર્વક કોશીષ કરવામાં આવેલી દેખાય છે. બહારનો ચોક જમનાની તરફ છે તે ઘણોજ મોહક છે, અને "દેવહી" ( અકબરી હવેલી ) ઘણીજ સુંદર છે. એ બહારથી અરબી ઢબપર બનેલી દેખાયછે, પરંતુ અંદર દાખલ થતાં ખાત્રી થાયછે કે, મોગલ ઢબનો સપૂર્ણ નમુનો છે. એ ચોકની ઉત્તરનો ભાગ એક સ્તંભી ઇમારત છે જે બીલકુલ હિંદુ ઢબનો છે. તેની અંદર આવતા મદ પ્રકાશથી વિશેષ સુંદરતા જણાય છે. જોધબાઇ જે જહાંગીરની હિંદવાણી બેગમ હતી; તે એજ મહેલમાં રહેતી હતી એમ કહેવામાં ... તે ઉપરથી હાલ પણ "જોધબાઇનોમહેલ" ના

નામથી ઓળખાય છે. એ ઇમારતના પશ્ચિમ ભાગમાં જ્યાં લાંબા લાંબા ગોખલા બનેલાં છે તેના વિષે કહેવાયછે કે, આ બધા જોધબાઇના મંદિરો હતાં; અને તેમાં દેવતાઓની મૂર્તિઓ રાખવામાં આવતી હતી.

જહાંગીરી મ્હેલની છત ઉપર બે સુંદર છત્રીઓ બનેલીછે અને કેટલાક હોજ બનેલાંછે જેમાંથી મ્હેલમાં પાણી પહોંચતું હતું એ પૈકી એક હોજની બાજુમાં કેટલાંક કાણા છે તેમાં ત્રાંબાના નળો લાગેલાંછે અને દરેકની ઉપર ગોળ પત્થર છે, જેની ઉપર કોતરેલા અક્ષરોમાં લખેલું છે કે, કયા નળને કઈ ઇમારત સાથે સબંધ છે. *

જહાંગીરી મ્હેલની દક્ષિણમાં કોઇ ઈમારત એવી નથી કે જે જોવા લાયક હોય. આગળ "અમરસીંહ દરવાજો" છે જે એક હિંદુ સરદારના નામથી પ્રખ્યાત છે. ×

આ કિલ્લો થોડાક અપવાદ સિવાય હજુ વખાણવા લાયક સ્થિતિમાજ છે — અંગ્રેજ લશ્કરની ટુકડીઓ આ

---

* અર્જેવાજ પૃ ૨૯ × અર્જેવાજ પૃ. ૨૯
— આગ્રા દીલ્હી પૃ. ૨૦

કિલ્લામાં રહી રાત દિવસ તેની પાસબાની ( સંભાળ-દેખરેખ ) કરે છે*

હિંદના માજી વાયસરૉય લૉર્ડ કર્ઝનની અસલ અમલાઓને જાળવી રાખવાની ઉમદા કાળજીના પ્રતાપે બીજા અમલાઓ ભેગા આ બુલંદ કિલ્લાને મોટે ખરચે સારી હાલતમાં સાચવી રાખ્યો છે. જે માટે વાજબી શાબાશી ઘટે છે.

કિલ્લાની સહેલ પુરી થતાં આગળ તાજમહાલ છે. જે કિલ્લાથી લગભગ દોઢ માઇલ ઉપર છે.

---

તાજમહાલ એટલે દૂર કેમ બનાવવામાં આવ્યો હશે? એવો પ્રશ્ન સહજ ઉદ્દભવે છે. જામે મસ્જીદ શહેરની પાસે, કિલ્લો પણ તેની પાસે તો પછી તાજમહેલ તેની પાસે બનાવવામાં કેમ નહિં આવ્યો હોય? એક કારણ તો એમ સમજવામાં આવેછે કે, શાહી મહેલોથી તાજમહેલ ચોખ્ખો નજરે પડતો રહે. બીજું કારણ એ હશે કે, વચમાં કોઇ જગ્યા ખાલી ન હતી.

તાજમહાલ જમુના નદીના બરાબર વ્હેણ ઉપર બનેલો છે. જ્યાંથી જમુના વળી જાય છે ત્યાંથી તેનો દેખાવ વધારે રમણીય

* આગ્રા દીલ્હી પૃ ૨૭

લાગે છે, કિલ્લાની પાસેથી તાજમહાલ જમુનાના સામે કિનારે હોય તેવો ભાસ થાય છે, પરતુ તેમ નથી જમુનાને આ કિનારે અર્થાત્ કિલ્લાવાળા કિનારેજ છે.

કિલ્લા અને તાજમહાલનાં વચ્ચે જમુના નદીના કિનારા ઉપર રાજ્યના અમીર ઉમરાવોએ મોટા પ્રાસાદો બધાવી નગરીને અલકૃત કરી હતી, પણ અત્યારે તેમાંના પ્રાયઃ સમસ્ત પ્રાસાદો વિલુપ્ત થઈગયાં છે. કિલ્લામાથી બ્હાર નીકળી તાજમહાલ તરફ જતા માર્ગમાં ઉક્ત અમીરોના પ્રાસાદો જર્જર હાલતમાં અનેક સ્થળે દૃષ્ટિગોચર થાય છે તેની પૂર્વની સમસ્ત સમૃદ્ધિ તથા મહત્તા આજે અંતર્હિત થઈગઈ છે.

હાલ જ્યાં પબ્લીક પાર્ક બનેલો છે એ **"રૂમીખાન કેટલે"** ના નામથી ઓળખાતા પાર્કની શરૂઆતમાં મહારાણી વિકટોરીયાનું બાવલુ બનેલુ છે, જે ઈ. સ. ૧૯૦૫માં બનાવવામાં આવ્યું હતું આ પાર્કમાં કેટલાક તળાવો બનેલાં છે અને નળો દ્વારા પાર્કમાં ચારે તરફ પાણી પહોંચી શકે છે એ જગ્યા ઘણીજ શાંત અને રમણીય લાગે છે. અહીથી આગળ ચાલો એટલે તાજમહાલના દર્શન થાય છે.

---



આગ્રાનો જગપ્રસિધ્ધ તાજમહેલ   પૃ૦ ૪૯.

# આગ્રાનો જગ પ્રસિદ્ધ

# તાજમહેલ

Cotabhjee Ramjee

"અગર ફિરદોસ બર રૂએ ઝમીન અસ્ત,
હમીન અસ્ત ઓ હમીન અસ્ત ઓ હમીન અસ્ત."

અર્થાત્—જો દુનિયાની સપાટી ઉપર કોઇ પણ બહેસ્ત (સ્વર્ગ) હોય તો તે આ જ છે, આ જ છે, અને આજ છે.

"No photograph or plan can give an adequate idea of the Taj—It must be seen to be appreciated, and those who look upon it never grasp, until afterwards, the beauty of the design, the skill displayed by the workman, or the splendour of the materials of which it is constructed. "You see it with the heart, before the eyes have time to gaze." There is a secret in the facination of the Taj which is not easily explained. It seems to appeal most to the fancy, and has an individuality of loveliness, a peculiar beauty, an indefinable

tinge of evanescence, which seem to remove it far from the category of ordinary architectural works." (Glimpses of India, by a corps of well-known writers, edited by J. H Furneaux, P. P 298-300) (આગ્રા દીલ્હી પૃ ૧૧૩.)

તાજમહેલ કેમ બંધાયો એ સંબંધમાં સંપૂર્ણ અને વિશ્વાસ પાત્ર હકીકતો બહુ થોડી મળેછે; પરતુ ખરી વાત નિમ્ન પ્રકારે છેઃ—

મુમતાજમહાલ એટલી બધી ખુબસુરત હતી કે, જ્યારે જ્યારે શાહજહાન તેનું મ્હોડું જોતો ત્યારે દાઢી પસવારતા બોલતો "વાહ દીલદાર ખુદાને કયા નુર બનાયા આફ્રીન, આફરીન.

એક દહાડો શાહી મહેલની અગાશીમાં ચાંદની રાત્રે મુમતાજે શાહજહાનને મ્હેણું માર્યું કે, "રોજ આફરીન, આફરીન કરોછો પણ હું મરી ગયા પછી તરતજ બીજી કરશો અને મને તો ભુલી જવાના."

શાહજહાને કહ્યું નહીં! મારા જીગર હરગીઝ નહીં! તારી પાછળ તારી યાદ એવી ઉભી કરીશ કે મારી આફક બધી દુનિયા એ યાદ જોઈ "આફરીન, આફરીન"

પોકારે. આ વાત તેજ તાજમહેલ બનવાનું મૂળ કારણ હોઈ પરિણામે તાજમહાલ બન્યો.

અર્જમંદ બાનુ બેગમ અથવા મુમતાજમહાલ શહેનશાહ જહાંગીરના મુખ્ય પ્રધાન મીરઝા ખ્યાસ ઉર્ફે એ—તેમા—દુદ દોલાના પુત્ર નવાબ આફખાનની પુત્રી અને નુરજહાનની ભત્રીજી હતી. ઈ. સ. ૧૬૧૨ માં ૧૯ વર્ષની ઉમ્મરે તેનું લગ્ન શાહજહાન સાથે કરવામાં આવ્યું; તે વખતે શાહજહાન શાહજાદા ખુર્રમ કહેવાતો, અને તેની ઉમ્મર ૨૧ વર્ષની હતી. શાહજહાનને એક બીજી પણ બેગમ હતી; પરંતુ મુમતાજમહાલ પ્રત્યે તેને વિશેષ પ્રેમ હોવાથી મુસાફરીમાં પણ તે હંમેશા સાથેજ રહેતી. મુમતાજમહેલમાં ખુબસુરતી સિવાય બીજા ઘણા સદ્ગુણો હતા. મોતની સજા પામેલા ઘણાં કેદીઓ તેની દયાના પ્રતાપે છુટી જતાં. રાજ્ય કારોબારમાં પણ તેની સારી દખલ હતી, અને શાહજહાન હંમેશા તેની સલાહ પ્રમાણે વર્તતો.

મુમતાજમહાલને કુલ ચૌદ સંતતી થઈ. અને છેવટે ચૌદમી પુત્રીના જન્મ થતાં તેણે આફાની દુન્યા છોડી; પશ્વર દીગારના હુકમના બુરકાને પહેરી લીધો હતો. આ વખતે શાહજહાન, ખાનજહાંલોદી અને અંબરનો

પીછો પકડી બરહાનપુરમાં છાવણી નાંખી પડયો હતો. મુમતાજમહાલના મરણની ખબર પડતાં શાહજહાનના હૃદયમાં શોકનો એવો આઘાત થયો કે, તેણે રાજ્ય સત્તાથી નિવૃત થઇ, તાબાનો મુલક પોતાના શાહજાદાઓ વચ્ચે વ્હેંચી આપવાનો વિચાર કર્યો હતો, અને બે વરસ સુધી તમામ દરબારીઓએ માતમી ( શોકના ) કપડાં પહેર્યાં હતા.

મુમતાજમહાલની લાશને બરહાનપુરમાંજ દફનાવવામાં આવી અને ત્યાંથી છ મહિના પછી આગ્રે લાવી તાજ-મહાલના કમ્પાઉન્ડવાળા બગીચામાં રોજાની પશ્ચિમ બાજુએ દફનાવી. રોજો તૈયાર થતાં તેની લાશને કાઢી તાજમહેલની અંદર બનાવેલી કબરમાં ( જ્યાં હાલ છે ) ભૂમિદાહ આપવામાં આવ્યો.*

---

* કહેવામાં આવેછે કે, મુમતાજમહાલની લાશને જે કફન દેવામાં આવ્યુ હતું તે હરીરે સુપેદ ( એક ઇશિની કિમતી કપડાનું નામ છે ) નું હતું. અંદર વણાટમાં અલ્લાહના નામો વિગેરે લખાયેલા હતાં. એની કબરમાં જે માટી પુરવામાં આવી હતી તે કરબલાએ મોઅલ્લા (અરબસ્તાન) થી લાવવામાં આવી હતી. લાશને ગુસલ દેવાનું પાણી ( નહાવાનું પાણી ) મક્કા મોઅઝ્ઝમાંનાં આબે ઝમઝમના કુવામાંથી લાવવામાં આવ્યું હતું. કફન ઇંગ્લંડમાંજ બનાવવામાં આવ્યું હતું અને તેની ઉપર

## મુમતાજમહેલ બેગમ.



મણ મ્હા કુચ્છ લાવા વજુવમ નુમાયા હોગઈ,
ખાકમે ક્યા મુરતે હોગી જો પિન્હા હોગઇ

## "સબ કહાં કુચ્છ લાલા વગુલમેં નુમાયાં હોગઈં, ખાકમે કયા સુરતેં હોંગી જો પિન્હાં હોગઇં."

તાતારીઓમાં એવો કાયદો હતો કે દરેક મનુષ્ય પોતાની જીંદગીમાં કોઇ બાગ પોતાના મકબરા માટે પસંદ કરી લેતો જીંદગી પર્યંત તે બાગમાં રહેતો અને મરણ પછી તેમાંજ દફનાવવામાં આવતો. પરંતુ ઇસ્લામી નિયમ પ્રમાણે તે બાગ પોતાની હલાલ કમાણીથી અને પ્રમાણીક-પણાથી મેળવેલો હોવો જોઇએ એ નિયમાનુસાર મુમતાજ-મહાલના મકબરા માટે જે બાગ પસંદ કરવામાં આવ્યો તે બાગ રાજા જયસીંગની મીલ્કત હતી, તેને તે બાગનાં બદલામાં શાહજહાને પોતાની જાતીકી મીલ્કતમાંથી બીજી જમીન આપી આ બાગ લીધો અને તેમાં તાજમહાલ બનાવવાનું નક્કી થયું. શાહજહાને તાજમહાલ બનાવવાને માટે ઉપર્યુક્ત ભૂમિ સોંપવા સમયે કહ્યુ હતું કે "સમાધિ માટે એ કેવું સુંદર અને રમણીક સ્થાન છે કે લૈલા અને

---

દરરોજ કુરાન શરીફની તીલાવત કરી દમ કરવા માટે માણસો રોકવામાં આવ્યા હતાં. કફનની હીફાજત તથા માણસો ઉપર દેખરેખ રાખવા માટે એક દારોગો (ઓફિસર) રાખવામાં આવ્યો હતો. એવી રીતે કફનની કિમ્મત હજારો રૂપિયાની થાય છે.

હિમમય મેઘ જેવો જણાયછે. અનેક પુરૂષોએ તેનું વર્ણન કર્યું છે. તો પણ તે અવર્ણીયજ છે.

તાજ મહેલની પાસે પહોંચતાં રોજાની બહાર ઉત્તરે "સહેલી બુર્જ" છે. જેની અંદર મુમતાજમહેલની ખાસ સાહેલીની કબર છે, અને દક્ષિણે "ફતેહપુરી મસ્જીદ છે." જે જોવાથી વિચાર ઉત્પન્ન થાયછે કે, એ ઇમારતો તાજ મહાલથી અલગ કોઇ બીજી જગ્યાએ હોત તો મોગલ સમયની જોવા લાયક ઇમારતોમાં એનો સમાવેશ થાત, પરંતુ તાજની પાસે તેની કાંઇપણ ગણત્રી નથી. એ જોવા વિચાર હોયતો પહેલાંજ જોઇ લેવી કારણ કે, તાજમહાલને જોયા પછી એ નાની સરખી ઇમારતો જોવાની લગારે પરવાહ રહેતી નથી. એ જોયા પછી આગળ વધતાં કમ્પાઉન્ડને દરવાજે છે, ત્યાર પછી અંદર દાખલ થતાં એક ઘણાજ મ્હોટા ચોકમાં પહોચાય છે. એ ચોક પુરાતન સમયમાં "કારવાને સરા" ( Caravansary મુસાફરો માટેની ધર્મશાળા ) નું કામ દેતો અને ગરીબો માટે લંગરખાનુ સદાવૃત ) જારી રહેતું અને હર વર્ષે મુમતાજમહાલના મરણની તારીખ ઉપર ભારે ખેરાતો થતી.

ચોકની વચમાં ઉત્તર દિશાએ રોજાનો ખાસ 'ભવ્ય પ્રવેશદ્વાર" છે. તેની રચના ઘણી સુંદર છે. તે

મજનુને પણ એવું સ્થાન મળ્યું નહી હોય"? સાચેજ એ સ્થાન પ્રેમીઓનાં સુવાને ઉપયુકત છે.

રાજ્યના જુદા જુદા ભાગોમાંથી મકબરાનાં સેંકડો નકશાઓ લઈ ઇજનેરો હાજર થયા પરંતુ ઉસ્તાદ મહમ્મદ ઈસા એફેન્ડી જે એશિયાઈ તુર્કસ્થાનથી મકબરા માટે નકશો (Plan) બનાવી લઈ આવ્યો હતો તે નકશો બાદશાહની રૂબરૂ મુકતાં પસંદ થયો, અને મંજુરી મળતાં મકબરાનું કામ ઉસ્તાદ ઇસા, અમરનદખાં શીરાઝી, મહમદ હનીફ બગદાદી, તથા મુબલખાન ઇરાનીની દેખરેખ નીચે શરૂ કરવામાં આવ્યુ એ છે આજનો અદ્વિત્ય તાજ.*

ઉન્મત્ત સરિતાના ઉછળતા પાણીમાં નૃત્ય કરતો હિમશૃંગી શ્વેતાંગ મુમતાજનાં હૃદય સરોવરમાં દ્રવિત થએલા શાહજહાનની પ્રેમ પ્રતિમાના પ્રતિબિમ્બરૂપ તાજમહેલ દુનીઆમાં ઉત્તમમાં ઉત્તમ મકબરો છે. એ બાંધવામાં મુસલમાન કારીગરોએ હદ કરીછે અને નિ:સંદેહ તાજમહાલ સંસારની બધી સમાધીઓ (મકબરા) થી સુંદર છે એની સમક્ષ સંસારની કોઈ ઇમારતની તુલના નથી કરી શકાતી. આ સુંદર ગગનમા વિહાર કરતો તાજ દૂરથી નજરે

---

* "મનોરમા" (હિન્દી માસિક) જાન્યુઆરી ૧૯૨૫ નો અંક અને તાજ પૃ. ૩૪

Jahan and to have supervised the building of the Taz"*

તાજનો પ્લાન તેની આસપાસની મુખ્ય ઇમારતો સાથે આગ્રાવાળા સર્ફ-ઉદ-દીન અહેમદની માલકીનાં એક અસલ ચિતાર ઉપરથી આ પ્લાન ઉતાર્યો છે. મીરાઝ-વાળા મહમદ ઇસા નામનો સખ્સ જેને લિપે કહેવામાં આવેછે કે, તે શાહજહાનની નોકરીમા એક શિલ્પ શાસ્ત્રી હતો અને તાજની ઇમારત ઉપર તેણે દેખરેખ રાખી હતી. તે શખ્સ તરફથી ઉતરી આવવાનો આ શર્ફ-ઉદ-દીન દાવો કરે છે.

એ ભવ્ય દ્વારમાંથી નીકળી વિશાળ પગથીઆની નીસરણી પર ચઢી નજર કરતાં એક સુંદર ઝાડની ઘટા માલુમ પડેછે. અને દરવાજાથી લઇને તે તાજમહેલ પર્યંત એક સીધો માર્ગ વિદ્યમાન છે અને તે માર્ગ પણ શ્વેત મરમરથી મઢી લીધેલોછે માર્ગની વચ્ચે ૩૦૦ કે ૪૦૦ વાર સુધી એક ફુટ ઉંડા પાણીનો હોજ છે, અને માર્ગની બરાબર મધ્ય સ્થળમાં એક સુંદર ફુવારો દૃષ્ટિ ગોચર થાયછે ઉક્ત ફુવારો જાણે કે તાજમહાલની શોભા જોઇને પોતાનું કર્તવ્ય ભૂલી જઇને મુંગો અને દિઙમૂંઢ બની ગયો હોયને ! તેમ ઉભો રહેલો જણાય છે.

* આગ્રા દીલ્હી પૃ. ૭-૮

લાલ પત્થરોનો બાંધેલો છે, અને તેના સફેદ આરસ પર પુલના ઉંચા નમુનાઓ અને કુરાનના ઉત્તમ વચનો કોતરેલાં છે તેના મથાળે તરેહવાર કમાન અને ઘુમટો છે ત્યાંથી તાજની આસપાસની વાડી અને તેની પેલી તરફ વહેતી જમના નદીનો સુશોભિત દેખાવ ખુલ્લો નજરે પડેછે એ દરવાજો ૧૪૦ ફુટ ઉંચો અને ૧૧૦ ફુટ પહોળો છે એ ભવ્યદ્વારમાં દાખલ થતા ડાબા હાથ ઉપર સીડીઓવાળો એક નાનો ઓરડો છે, જેને મથાળે "અજાયબ ખાના" (Museum) નું પાટીયુ લગાવેલુ નજરે પડે છે અંદર દાખલ થતાં આગ્રાનો કિલ્લો, એ તે માદ-દુ-દોલા, સિકંદ્રા, શેખ સલીમ, ચરતી રે અ. નો રોજો અને તાજમહાલના વખતો વખતનાં ચિત્રો તથા કિમ્મતી પત્થરો વગેરેનો સગ્રહ છે. તાજમહેલને નીચેથી સીખીગ સુધી એક ઉંચા તખ્તામાં ચીતરેલો છે, તે ઉપર નીચે પ્રમાણે લખેલ છે —

**"Plan of the Taj with the Main building in elevation.**

This Plan is Copied from an original drawing in the Possession of Sharfud din Ahmed of Agra the owner Claims direct descent from one Mohamed Isa of Shiraj an architect who is sade to have been in the Service of Shah

યોગ્ય પ્રમાણમાં ગોઠવ્યાં છે, તેની નકશી એવી તો ચમત્કારી છે, અને તેના આસપાસ; વચ્ચે કે બહાર એવું તો નિર્દોષ રીતે સંપૂર્ણપણું છે કે, તેનું પૂરેપૂરૂં વર્ણન કરવાને યોગ્ય શબ્દો મળતાં નથી. આ અવર્ણીય મકબરા તે તાજ.

તાજમહાલની ઇમારત જે આરસના ચબુતરા-તખત ઉપર બાંધવામાં આવી છે તેની ઉંચાઇ બાગની સપાટીથી ૧૮ ફુટ છે અને ૩૧૩ ચોરસ ફુટ છે. તેની ઉપરની બીજી તખત જેની ઉપર મકબરો છે તેની ઉંચાઇ બાગની સપાટીથી ૨૨॥ ફુટ છે. પહેલી તખતને ચારે છેડે ચાર મીનારા છે જાણે ચાર ઉંચા કદની ખુબસુરત ખવાસણો (દાસીઓ) મુમતાજ મહાલની ખીજમતમાં હાજરી આપતી ઉભી છે એ શ્વેત મરમરના અતિ રમણીય સ્તંભો આકાશમાં ઉંચું માથું રાખીને ઉભા રહ્યા છે, પત્યેક સ્તંભની ઉંચાઇ ૧૩૭ ફુટ છે. સ્તંભની અંદર પગથીયાં આવેલા છે અને તે ગોળાકારે ફરતા ફરતા સ્તંભ શીર્ષપર્યંત પહોંચેલાં છે. તાજ મંદિર ૧૮૬ ફુટ ચોરસ છે, અને ઘુમટના મથાળા સુધી ૨૨૦ ફુટ ઉંચો છે. તેની અંદરનો તથા બહારનો ભાગ શ્વેત મરમર વડે મઢી લીધેલો છે. રોજાના મસ્તક ઉપર મનોહર શ્વેત ગુંબજ (ઘુમટ) આવેલો છે. અને તે ગુંબજ ઉપર સોનેરી રંગનું શિખર (કલશ) જાણે આકાશને પણ વીંધીને

માર્ગની બંને બાજુએ સુંદર ઉદ્યાન અને વૃક્ષોની હારો આવેલી છે. કોઇ કોઈ સ્થળે ગુલાબનાં પુષ્પો ખીલેલાં છે. એ પુષ્પો પવનના કિંચિત્ વહનથી ડોલવા માંડે ત્યારે જાણે કે એ નિર્દોષ કુસુમો પણ ભૂતકાળનું સ્મરણ કરી શોકથી ધ્રુજતા હોયને ! એવો આભાસ થયા વિના રહેતો નથી. પુષ્પોની સુગંધી તાજમહાલની નિરંતર પૂજા કર્યા કરે છે. કોઇ કોઇ સ્થળે બકુલ અને સેફાલિકાની લતાઓ શોક અને ખેદથી મસ્તક નીચે નમાવી ઉભી રહી છે. જાણે કે, તે પણ તાજમહાલને પુષ્પાંજલિ આપી રહી હોયને ! જમના પણ તાજમહેલનો ચરણ સ્પર્શ કરવા માટે ભાગ્યશાળી મનાતી મંદ મંદ ગતિએ પ્રવાહિત થઈ રહી છે. સહસ્રાવધિ પક્ષીઓ અનંત કંઠે સુલલિત સ્વરે તાજની સ્તુતિ કરી રહ્યાં છે. પ્રકૃતિ સુંદરી પણ જાણે કે, શિલ્પ સૌંદર્ય જોઇને નિરાશ કિંવા પરાજિત થઇ ગઇ હોય તેમ મુગ્ધ ભાવે ઉભી રહી તાજની ઉપાસના કર્યા કરે છે. - તાજના કમ્પાઉન્ડની અંદરના બાગની પહોળાઈ પૂર્વ પશ્ચિમ ૧૮૬૦ અને લંબાઇ ઉત્તર દક્ષિણ ૧૦૦૦ ફુટ છે. હોજની અંદર ફુવારા લગાવેલા છે. અને દર રવીવારે ખોલવામાં આવે છે આ ઘટાને છેડે સફેદ આરસનો એક અતિ વિશાળ ઘુમટ આવેલો છે, અને તે જે ઇમારત પર બાંધેલો છે તે એવીતો રોનકદાર છે, તેના ભાગો એવા તો

સેંત ઉંચી અને જમણી બાજુએ છે તે બાદશાહની છે. કબર ઉપરની મરમરની સ્લેટ પર અસલ અકીક, સંગે-યશમ, હકીક, પરવાળા, સંગેસુલેમાની લિલમ, (Agate, Jasper, Cornelian Coral onyx, Sapphire) વિગેરે તરેહવાર જાતના પલુ, લાલ, કાળા, કિંમતી જવાહીર (રત્નો) વડે કુદરતી વેલીઓ અને પાંદડાંઓ જેવીજ વેલીઓ અને પાન, વૃક્ષો તથા પુષ્પો પણ અંકિત કરવામાં આવ્યાં છે. અને જમાનો પસાર થવા છતાં જાણે હાલેજ તૈયાર થઇ હોય તેમ ઝળકેછે. તેની વચ્ચે ઉત્તમ કારીગરી અને નકશીની જાળીવાળી સ્ફટિકની દિવાલ તેની બને બાજુએ બહારથી અને અંદરથી રોશનીની સારી ગોઠવણ છે. મુમતાજ મહેલની કબર ઉપર મોતીની એક ચાદર ઓઢાડવામાં આવતી હતી; જેની કિમ્મત લાખો રૂપિયાની કહેવામાં આવેછે, તેને અમીર હુસેન આલીખાન ઈ. સ. ૧૭૨૦માં લઈ ગયો એ કબરના કઠેરાની જાળીઓ ઉસ્તાદ કારીગર છતાં દસ વરસે બની રહેલી. કહેવાય છે. તે પહેલાં સોનાની જાળીઓ હીરા મોતીથી મઢેલી લગાડવામાં આવી હતી, પરંતુ પાછળથી ઔરંગઝેબે તે કઢાવી નાંખી મજકુર જાળીઓ તૈયાર થતાં લગાવી હતી. કઠેરાના દરવાજા ચાંદીના હતા તે જાટ લોકો ઈ. સ. ૧૭૬૪માં લૂંટી ગયા છે. એ સિવાય રેશમી ગાલીચા સોનાની કંદીલો અને શમેદાની વગેરે પાછળ લાખો રૂપિયા

આગળ બગબાની આશા રાખતું હોય તેમ લાગે છે. ઉપરોક્ત ગુંબજ ઉપરના શિખર ( સોનેરી કળશ ) ની લંબાઇ ૩૦ ફુટ છે.

તાજની આસપાસ જે વિશાળ બાગ છે તેમાં નારંગી લીંબુ અને બીજી અનેક પ્રકારની વનસ્પતિ છે. અનેક માછલાંઓથી ભરેલો હોજ અને ફુવારા આવી રહ્યા છે. બાગની આસપાસ એક ખુબસુરત કોટ છે. બાગને એક છેડેથી બીજે છેડે સુધી સીતાફળની ઘટા આવી રહી છે. એક છેડે સુંદર રાતા પત્થરનુ દ્વાર અને બીજે છેડે કિરણોથી આંખ ઝંખવાય એવા ચકચકિત આરસની કબર આવેલી છે. ૪૦૦ ફુટ પાછળ તાજની બંને બાજુએ લાલ પત્થરની ભપકાદાર મસજીદોછે તેનાં સફેદ પત્થર પર અદ્દભુત નકશીદાર જાળીછે અને તેને મથાળે ત્રણ ઘુમટ છે. તે સૌંદર્યમા ફક્ત તાજથી ઉતરતી છે. હિન્દુસ્તાનમાં આ મસજીદો ઉત્તમ છે. પણ તેની પાસે અતિ ઉત્તમ તાજ આવેલો છે તે જોનારને વિસ્મય પમાડી મોહ લગાડે છે; તેથી તે મસજીદો પર તેની દ્રષ્ટિ જે બારીકીથી ઠરવી જોઇએ તેવી નહિં ઠરવાનો સંભવ રહે છે.

તાજની અંદર શાહજહાન અને તેની પ્રિય બેગમની રત્ન જડિત કબરો પાસે પાસે આવેલી છે તેમાં એક

ભોંયરાની અસલ કબરની બરાબર ઉપર જે અસલ કબરોની નકલ છે, તે કબરની આસપાસ અતિ સુંદર મારબલની બારીક કોતર કામની કીમતી મારબલી પુલોથી મટી લીધેલી નાજુક દેખાતી પણ સંગીન આઠ ખુણાવાળી જાળી ઓરડાની આઠ દીવાલો માફક ઉભી છે. આ જાળી આશરે રૂ૦ ૫૦,૦૦૦ની કીમતે બાદશાહ ઔરંગઝેબે ઉભી કરી હતી. આ જાળી ઉત્તમમાં ઉત્તમ કોતરકામ તથા મઢી લીધેલા કામના અસાધારણ હુન્નરનો નાદર નમુનો છે, જે જોનારને તેના બનાવનાર કારીગર માટે ખચિત "આફરીન" પોકરાવે છે. અત્રે જાણવું અવશ્યનું છે કે, ચાહે તેવા ઝમકદાર અને ગમે તેટલા લલચાવનારા શબ્દો, પીકચરો અને ફોટાઓ પણ આ ઉત્તમ કારીગરીના નાદાર નમુનાનો પૂરેપૂરો ખ્યાલ આપી શકશે નહીં. એનો પૂરો અને ખરો ખ્યાલ તો એને અનેકવાર નજરે જોવાથી મળે છે. હિંદના માજી વાયસરૉય લૉર્ડ કર્ઝને ભેટ આપેલ રૂપાના ફાનસમાંથી ધીમો પ્રકાશ કબર ઉપર પોતાના પ્રકાશિત કિરણો ફેંકે છે.

તાજમહાલ બનાવવા માટેનો મસાલો હિંદુસ્તાન અને મધ્ય એશિયાના તમામ દેશોમાંથી એકઠો કરવામાં આવ્યો હતો. સંગેમરમર જયપુરથી, સંગે સુર્ખ (રાતો પત્થર) ફતેહપુર સીક્રીથી, ખટ્ટુ, (પીળા રંગનો પત્થર) પંજાબમાંથી, પનોનીયા અને બિલોર ચીનથી, ફીરોઝ તીબેટથી, નિલમ લંકાથી, મુંગો અને અકીક અરબસ્તાનથી,

ખર્ચાયા હતા. મુમતાજમહેલની કબર ઉપર હીજરી ૧૦૪૦* અને શાહજહાનની કબર ઉપર હીજરી ૧૦૭૬ લખેલુ છે. આ બને ઇ. સ. ૧૬૩૧ અને ઇ. સ. ૧૬૬૬ ની બરાબર છે

ઉપરની કબરો એતો "તાવીઝ" એટલે ચોકઠા છે. અસલ કબરો તો નીચે ભોયરામા છે જેમા પગથીઆદાર આરસની નીસરણીથી ઉતરી જવાયછે એ આઠ ખુણાના ભોયરામા ઉભા રહી એવા પોલાણ પર એ ઇમારતને ઉભી કરવામા આવેલી જોતા, તેના શિલ્પ શાસ્ત્રીઓની કાર્ય નિપૂણતા માટે આફરીન પોકારી ઉઠશો.

મુમતાજ મહેલની કબર ઉપર અરબીમા જે લેખછે તેનો અંગ્રેજી અનુવાદ નીચે મુજબ છે.—

+Alas ! has death breathed too on thee
Thou best and fairest of them all
Oh no ? it slumbers hand must be
That seals the eye of Mumtaz Mahal
I thought not that the sun could die
Nor stars from their bright spheres
could fall"
Nor thought I that from earth could fly
The sprit of Mumtaz Mahal

---

*૪ દીકરા અને ૩ દીકરી, જીવતી મૂકી એ બેનમે હી. ૧૦૪૦ મા તા ૧૭ જીલકદ (૭ જુન ૧૬૩૧) બુધવારે આફાની દુનિયાનો ત્યાગ કર્યો એના સતાનોમા ઔરંગઝેબનો પાયમો નજર આવે છે (મિરાતે આલમગીરી પૃ ૧૫૮)

+ મનોરમા (હિન્દી માસિક) પૃ ૩૩૦

Porcelain from Canara ... Not known
( પોર્સીલેન્=ચીની; બિલ્લૌર
Lashunia from the Hile ... ... 815
( લેશુનીઆ=પતુનજ; પતોનીયા મણ ૯૧૫ )
False Ruby from the Ganges ... 245
(ફૉલ્સ રુબી=માણેકના જેવા રંગવાળો પત્થર મણ ૨૪૫)
Gold Stone from Basserah the Sea of
Ormuz and the Mountain ... ... 970
(ગોલ્ડ સ્ટોન=સંગે તીલાઇ, સોનેરી પત્થર મણ ૯૭૦)
Pie-zahur from Kumaun ... ... 1010
(પૈ ઝહુર=પૈ ઝહુર મણ ૧૦૧૦)
Gwalior Stone from Cwalior Not known
( ગવાલીઅર સ્ટોન=ગોવાલીઅરનું પત્થર)
Rare Stone from Surat ... ... 5010
(રારે સ્ટોન=અધકચરૂં પત્થર, અર્ધપક્વ મણ ૫૦૧૦)
Black Stone from Jehri ... ... 845
(બ્લેક સ્ટોન=સંગેસીયાહ કાળું પત્થર મણ ૮૪૫
Opal from Jehri ... ... ... 45
(ઑપલ=અદલાયા કરે એવા રંગનું ઝવેર, લસણિયો
—મણ ૪૫)
Alabaster from Makrana ... Not known
(ઍલ ઍબેસ્ટર=આરસ પહાણની જાતનો પત્થર
—જેનાં રમકડાં બનેછે તે)

મેળવવામાં આવ્યાં હતાં.* એ સિવાય જે જે પત્થરો અને વસ્તુઓ રોજામાં લગાવવામાં આવીછે તેનું લીસ્ટ અત્રે ઉતારવાથી નકામું લંબાણ થાય છે, અને જ્યાં સુધી તેના નામોની સાથે પત્થર જોવામાં નઆવે ત્યાં સુધી વાંચકોને તેમાં આનંદ પણ નહીં આવે; છતાં અત્રે જે લીસ્ટ ટાંકી લેવામાં આવેછે તે નીચે મુજબ છે:—

## List-A.

| Names of Stones | Quantity In Mds. |
|---|---|
| Cornelian from Baghdad ... ... | 910 |
| Do „ Arabia Felix ... | 240 |
| (કારનીલિઅેન=હકીક; અકીક મણ ૯૧૦+૨૪૦) | |
| Turquoise from grand Thibet ... ... | 440 |
| (ટરકૉઇઝ=ભૂરારંગનું એકજાતનું ઝવેર, અથવા —ફીરોજો મણ ૪૪૦) | |
| Lapislazuli from Ceylon ... ... ... | 280 |
| (લેપીસલાઝુલી=આકાશી ભુરા રંગનો પત્થર મણ ૨૮૦) | |
| Coral from the Occan ... ... ... | 110 |
| (કોરૅલ=પરવાળાં મણ ૧૧૦) | |
| Agate, and Onyx from South India ... | 540 |
| (ઍગએટ્-ઑનઇક્સ્=ગોમેદ; અકીક; સંગે-સુલેમાની મણ ૫૪૦) | |

*અજેંડાજ પૃ. ૭૪

Khatu from hill of Jodhpur ... Not known
(ખટુ=પીળા રંગનો પત્થર

Musai from Mount Sinai ... ... "
(મુસાઇ=સંગે મુસા)

Gwalior from River of Gwalior ... "
(ગવાલીઅર=ગવાલીઅર)

Red Sandstone from all Directions "
(રેડ સેંડસ્ટોન=રાતું રેતાળ પત્થર

Jasper from Persia ... ... ... "
(જેસ પર=એક જાતને જુદા જુદા રંગને પોખરાજ
—સંગેયશલ)

Dulchuna from the Asam ... ... "
(દલચુના=દલચુના)

## List–B.

### Weight of Stones in Maunds per Cubic Yard.

Marble; 40 Maunds; Porcelain 70; Black Stone 48; Jasper and Agate 95 Red Stone 30; Pie-Zahur 45; Flint 57! Wounderful Stone 42; Crystal 85, Sung Khutoo 85,

Blood Stone from Unkuowr Place ... 45
(બ્લડ્ સ્ટોન્=લાલ રંગની છાંટવાળો લીલો આસમાની —રંગનો પત્થર, રાહાવર, રાજાવરખ મણુ ૪૫)

Agate from Khamach ... ... .. 45
(એગએટ=અકીક મણુ ૪૫)

Sung-Nakhud from Unknown Place 225
(સગ નાખુદ=સગેનાખુદ મણુ ૨૨૫)

Ajuba from hill River of Kumaun Not known
(અજુબા=સગે અજુબા)

Makiana ,,
(મકીઆના=મકીઆના from Buserah City ,,

Badl Stone from the Banas Not known
(બાદલ સ્ટોન=સગેબાદલ)

Yamini from Yemen ... ,,
(યમની=સગેયમની)

Mungah from the Atlantic .. .. ,,
(મુગાહ=મુગા)

Ghori from Ghor Bund ... . ,,
(ઘોરી=ઘોરી)

Tamrah from the Gandak ... .. ,,
(ટામરાહ=તામરાહ)

Beryl from Hill of Babu Budhan ,,
(બેરૂ ઈલ=નીલમણી, પિરોજો)

જણાય છે, જ્યારે ઉપરનો કલશ* ( શીખર ) જેની ઉંચાઇ ૩૦ ફુટની છે તે માત્ર ૩ ગજનો જણાયછે, જે ઉપરથી ખાત્રી થશે કે, તુગરા નવીશે એ તુગરો બનાવવામાં હદ બહારની કાર્યનિપુણતા બતાવી છે. ઉપરાંત હરેક બાજુથી સરખાપણું મહેરાબો કે જે ઇંચ ઇંચ ચારેતરફ બરાબર, ઘુમટ અને મીનારાની ગોળાઈ, ઉંચાઇ જેમાં ઇંચ માત્રનો ફરક નહી; ચારે તરફનું કોતરકામ, ફુલો, વેલા, કાળો હાંશીયો, વગેરે જોતા દંગ થઈ જવાય છે.

બપોરે પૂર જોસમાં પ્રકાશતા સૂર્યનાં કિરણમાં તાજ સુવર્ણમય જણાયછે પણ ચાંદની રાતે તેથી પણ વિશેષ મોહ પમાડે છે, દિવસે કે રાત્રે જ્યારે જોઇએ ત્યારે તે એવો તો સંસ્કાર પાડે છે કે તે જીંદગીમાં કદી પણ જતો નથી. તાજના સંગેમરમરના ઘુમટો, જાત જાતના રંગો પ્રત્યેક સમયે બદલે છે. સૂર્યોદય પહેલાં તેમના રંગ નીલવત રહે છે; અને સૂર્યોદય થતાં તેમના રંગો ખીલેલા ગુલાબના ફુલો જેવા દેખાયછે. જ્યારે વંટોળીયા ચઢે છે ત્યારે તેમના રંગ આછા નીલા રંગના જણાય છે. ચાંદની રાત્રે તેમની શોભા અત્યંત મનોમુગ્ધકર તથા ચિત્તાકર્ષક

* નોટ—કલશની લંબાઈનું ચિત્ર કાળા પથ્થરમાં બનાવેલું પૂર્વ બાજુની મસીદ ( તસબીહખાના ) ની આગે છે.

Lapislazuli 812; Solomon's Stone 24; Freckled Stone 42; Balni 25; Rose Coloured Stone 45; Ruby 54; Emerald 97; Green Stone 125; Sapphire 145, Porphyry 174; Turquoise 857; Gwalior Stones 945, Refulgent Stone 75, Load. Stone 77, False Ruby 175; Petoneea 49; Cashmere Marble Not Known. *

તાજમહાલ બનાવવામાં મુખ્ય શિલ્પકાર ઉસ્તાદ ઇસા સિવાય તુર્કસ્તાન અને સમરકંદથી રંગીન નકશી કામ કરનાર, કનોજ અને બગદાદથી કુરાનની આયતો અને તુગરા બનાવનાર, શીરાઝથી. એ ઉપરાંત ટર્કી, ઇરાન, બલ્ખ કંદહાર, વિગેરેનાં હજારો કારીગરો ભારે પગારે રોકવામા આવ્યા હતા.

તાજમહાલ આજે અદ્વિત્ય ઈમારત તરીકે ગણાયછે ત્યારે આજથી લગભગ ૩૦૦ વર્ષ અગાઉ કેવી સ્થિતિમાં હશે ? તેનો વિચાર કરવો મુશ્કેલ છે એની ખરી ખુબી તો બહાર ઉભા રહી મુખ્ય દ્વાર ઉપરની કુરાનની આયતો જોવાથી જણાય છે કે, ડ્રોઇંગના નિયમ પ્રમાણે પાસેની વસ્તુ કરતાં દૂરની વસ્તુ નાની જણાય છે, પરતુ અહીં તેમ નથી આયતના અક્ષરો નીચે, વચમાં અને છેવટે ઉપર એક સરખાંજ

---

* The 'Englishman' November 30, 1925

હોય, તથા એ વેલીઓને પણ જાણેકે મનોહર મણિમુક્તાનાજ પુષ્પો આવ્યા હોય; એવો ભ્રમ ક્ષણવાર થયા વિના રહેતો નથી. વસ્તુતઃ તાજમહાલે અપાર સ્વર્ગીય સૌંદર્યની મૂર્તિ ધારણ કરીછે એમ કહીએ તો પણ તે અત્યુક્તિ નથી. જેમણે તેનું પ્રત્યક્ષ દર્શન કર્યું નથી; તેમને તાજમહાલનું સૌંદર્ય કેવળ શબ્દો વડે સમજાવી શકવું અશક્ય છે. કેટલાક સાહેબોએ લખ્યું છે કે "તાજમહાલની કલ્પના દૈત્યોનેજ પ્રથમ થઇ હશે અને મણિકારોએજ તેનું નિર્માણ કર્યું હશે."

એક મુસાફર તો એટલે સુધી કહેછે કે 'આવી મનમોહક વસ્તુને કાચના આવરણ વડે શા માટે આચ્છાદિત નથી કરી એજ આશ્ચર્ય છે!"

કોઇ કહેછે કે "સ્વપ્નામાં કલ્પાએલું સૌંદર્ય આપણે તાજમહાલમાં જોઇ શકીએ છીએ."

એક રશીયન મુસાફર કહેછે કે "તાજમહાલ એ એક અપૂર્વ રૂપ-લાવણ્યમય રમણી છે. તેના દોષો તમે ગમે તેટલાં બતાવો પણ એકવાર પ્રત્યક્ષ દર્શન કરવાનું તમને સૌભાગ્ય પ્રાપ્ત થાય; તો તમે પોતેજ વિમુગ્ધ થયા વિના રહો નહિ."

સ્લીમૅન સાહેબે લખ્યું છે કે "પુનઃ પુનઃ તાજનું દર્શન કરવાથી કંટાળો આવવાને બદલે આનંદમાં વૃદ્ધિજ

બની જાયછે. વિશેષ કરી કોઈ મનુષ્ય જમના નદીમાં સહેલ કરતી વખતે જુએ છે તે સમયે ચાંદી જેવું ચળકતું રાજ ભવન હવામાં તરતું હોય એમજ જણાય છે.

બાગ તાજને અને તાજ બાગને શોભાવે છે. તાજ અને તેની આસપાસના મકાનની શોભાનો વિગતવાર અભ્યાસ કરવો હોય તો ઘણા કલાક સુધી બારિક દૃષ્ટિથી નિહાળવું જોઈએ, અને એકાગ્ર ચીત્તથી મનન કરવું જોઇએ. નીચલી દિવાલો તથા સ્તંભ ઉપર અનેક પુષ્પો, વેલા અને વૃક્ષની નકશી સહજ ઉપસેલી કાઢી છે. સર્વત્ર શ્વેત દેખાવમાં આથી તરેહવાર ભિન્નતા લાગે છે અને દૃષ્ટિને તલ્લીન કરી મોહ પમાડે છે. "પ્રતિક્ષણે જે નવિન દેખાય તેજ રમણીય" એવુ રમણીયતાનું લક્ષણ એક કવીએ આપ્યુ છે તે તાજમહાલને બરાબર લાગુ પડે છે.

તાજમહાલનું સૌંદર્ય નીરખ્યા પછી સ્વભાવિક રીતેજ પ્રેક્ષકના મુખમાંથી. એવા ઉદ્દગારો બહાર નીકળે છે કે, "આ મૃત્યુ લોકમા સ્વર્ગની કલ્પનામયી શોભાનો જો વિસ્તાર જોવો હોયતો તેને માટે આ એકજ સ્થળ સમુચિત છે! સૂક્ષ્મ શિલ્પ કળાનું અવલોકન કરવાથી જાણે કે શુભ્ર તુષાર ક્ષેત્રમાં વિવિધ વર્ણનાં મણિ મુક્તાનાજ વૃક્ષો ઉગ્યાં હોય; અને એ વૃક્ષોની સાથે મણિ મુક્તાનીજ વેલીઓ વીંટળાઈ

આત્મા અને ભાવનાને સૌંદર્યનું મૂર્ત સ્વરૂપ આપતો;
+ + + —જેમ કોઇ ચ્હેરો
દૈવી સૌન્દર્યવાળો આર્પણી દૃષ્ટિએ ખુલ્લો થાય છે;
કોઇ અવર્ણ્ય રૂપવતી સ્ત્રી—
અને લોહી ધબકે છે, આત્મા ઊછળેછે,
અને મન ભકિત કરવા અર્ધ ઘુંટણીએ લળેછે,
પ્રાણ પોતાની ગતિ ભૂલી જાયછે,
—એવો તાજ છે." *

આ કાંઇ કવિની તરંગી કલ્પનાનું ઉડ્ડયન માત્ર નથી, પણ તાજના ભાવનું ખરેખરૂં ઉંડું નિરૂપણ છે એ સામાન્ય સમાધિ–કબર–નથી, પણ એ મુમતાઝના સ્ત્રૈણ, લાવણ્ય અને સૌન્દર્યનું સ્થાપત્ય કીય, આદર્શો દ્વારા ખડું કરેલું ભાવાત્મક મૂર્ત સ્વરૂપ છે

આ સુંદર ગગનમાં વિહાર કરતા તાજનું અનેક પુરૂષોએ વર્ણન કર્યું છે. પરંતુ બેશક તે અવર્ણનીયજ છે. બર્નિયર સાહેબ લખે છે કે—"હું તાજમહાલની શરૂઆતથી તે અંતપર્યંત આગ્રામાજ રહ્યો હતો મેં તેનું નિર્માણ કાર્ય પ્રત્યક્ષ જોયું છે રોજ વીશ હજાર મજુરો

* હાજી મહમદ સ્મારક ગ્રંથ પૃ. ૩૯૨–૩૯૩.

ધર્યાં કરે છે. તમે ગમે તેટલી વાર તેનું દર્શન કરો, પણ નીકળતી વેળા તમને એમજ થશે કે અત્યાર પર્યંત જીવનમાં આવું એક પણ દૃષ્ય જોવામાં આવ્યું નથી! તાજમહાલની બહાર નીકળતા તમને એવો દૃઢ વિશ્વાસ થશે કે "જ્યાં સુધી તમારી સ્મરણ શક્તિ બળવાન રહેશે ત્યાંસુધી તમે તેના સૌંદર્ય રાશિને માનસ પટ ઉપરથી કદીપણ ભુંસી શકશો નહિ"

બર્નીયર સાહેબ કહે છે કે "તાજમહાલની સાથે મીસરદેશના પીરામીડનો મુકાબલો કરવો અનુચિત છે. પીરામીડ શું છે? એક પત્થરની ઉપર બીજો પત્થર મુકવામાં આવ્યો હોય તે સિવાય તેમાં વિશેષતા જેવું કાંઇજ નથી; અને તે જોતાં તો પીરામીડ કરતાં તાજમહાલ અનેક અંશે ઉત્કૃષ્ટ છે અને પૃથ્વીની વિસ્મયકારક વસ્તુઓમાં તે અગ્રગણ્ય છે.

સર એડવિન આર્નોલ્ડે નીચેની કવિતામાં દુનિયા પરના બીજા સ્થાપત્યથી તાજ કેવી રીતે જુદો પડે છે. એ બરાબર બતાવ્યું છે.

"નથી એ સ્થાપત્ય બીજાના જેવું,
પણ એક બાદશાહના પ્રેમનો ઉન્નત જુસ્સો,
જીવંત પત્થરમાં ઘડાયેલો પ્રકાશતો, અંતરિક્ષમાં ઉઠતો;

નામનો ઇટાલિનો કોઇ સ્થાપતિ એ વખતે મોગલોની ચાકરીમાં હતો. અને એણે પણ કેટલાક નકશાઓ રજુ કેરલા. આ બનાવથી ઘણા લેખકો તાજ એની કલ્પના પ્રમાણે થયોછે, એવી માન્યતામાં દોરાયાછે, અને સજાવટ આદિનું કાર્ય એક ફ્રાંસવાસી **Augustin of Bordeux** નામક સજ્જનની અધ્યક્ષતામાં થયુ હતું એમ કહેવાયછે. પણ છેવટે જે યોજના (**Design**) પાસથઇ તે તો ઉસ્તાદ ઇશાની કલ્પના પ્રમાણે હતી. એ એશિયાઈ તુર્કસ્થાનથી આવેલો એમ કહેવાયછે. બીજી જગ્યાએ એમ પણ લખાયુછે, કે એ શિરાઝ શહરમાંથી આવેલો હતો. એ ઇટાલિના સ્થપતિનો તાજમાટેનો નકશો તો પાસ નથી થયો એમ જાણ્યુ. એણે કદાચ ત્યાના આરસના જડતર કામપર કેટલીક સૂચના કરી હોય. બાકી કયાએ એનો હાથ જણાતો નથી

*ઉકત ફ્રાસવાસી શાહજહાનના તખ્તેતાઉસ (મ્યૂરસિંહાસન) નિર્માણ કરવાને માટે નિયુક્ત કરવામા આવ્યો હતો એ મ્યૂરસિંહાસન વિજયાનગરના સિહાસનના સ્વરૂપનો બનેલો હતો, પરન્તુ તાજમહાલનો નકશો તેણે તૈયાર કીધો અથવા તની અધ્યક્ષતામા સગેમરમરની સજા-

*મનોરમા (હિન્દી માસિક) 'તાજમહાલ તથા ઉસકે શિલ્પકાર' વિષેનો લેખ પૃ. ૨૩૭–૩૩૦

કામે લાગતા અને તે કામ ( ઇ સ ૧૬૩૦ થી ૧૬૪૮ સુધીના ) ૧૮ વર્ષે પૂરૂં થયું હતું. આ ઉપરથી તાજમહેલની પાછળ કેટલુ નાણુ ખર્ચાયુ 'હશે, તેનો કિંચિત્ આભાસ પ્રાપ્ત થઇ શકશે" કર્નલ એડરસનના અભિપ્રાય પ્રમાણે એ બાંધ કામમાં ૪ કરોડ અને ૧૧॥ લાખ રૂપિયાનો વ્યય થયેલો હોવો જોઇએ.

તાજમહેલના કારીગરોને પુરો રોજ મળ્યો નહતો એમ કહેવામાં આવે છે પણ આખી દુનિયામાં કોઈ પણ રાણીનું સ્મરણ કરાવનાર આવું ચિન્હ ,નથી, તેથી જે મુક્તા જેવું શ્વેત અને પ્રકાશિત મકાન દૃષ્ટિને ચકિત અને છક કરી નાખેછે, હૃદયને બાદશાહના અર્જમદ બાનુપરના અગાધ પ્રેમના વિચારથી પાણી પાણી કરી નાખેછે તે મકાન બાધવાના કામમા બાદશાહે જુલ્મ કર્યો એવી તેના પર ટીકા કરતા મન અચકાયછે એથી ઉલટુ બાદશાહના આવા પ્રેમ તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે

શાહજહાએ મકબરાની ઘટના ( Design ) કરવાને રાજ્યના હોશિયારમા હોશિયાર સ્થપતિઓની એક સભા નિમી દુનિયાના ઘણા પ્રખ્યાત મકાનોના નકશાએ બના વવામા અને ચચવામા આવ્યા એમ પણ ધારવામા આવે છે, કે જિરોનિમો વેરોનીયો ( Geronimo Verroneo )

ઘણી મોહક લાગે છે. તાજના કંપાઉન્ડની અંદરના ગૃહોની પુનઃ દુરસ્તી ( મરામત ) કરાવવામાં આવી છે. અને પાણી માટે સારો પ્રબંધ કરવામાં આવેલો છે. જે માટે નિઃસંદેહ હિંદના માજી વાઇસરૉય લૉર્ડ કર્ઝન સાહેબ ધન્યવાદને પાત્ર છે. કારણ એ તેમનીજ કાળજીનું પરિણામ છે.

તાજમહેલનો વહિવટ અગ્રેના કમીશ્નર, કલેક્ટર, જડજ, એકઝીક્યુટીવ, ઇજનેર અને સરકારી બગીચાનાં સુપ્રીન્ટેન્ડેન્ટ મળી પાંચ ઓદ્દેદારોની કમિટી હસ્તક છે.

આપણી બ્રીટીશ સરકારે મોગલ જમાનાના આ મહાન્ તાજમહેલને મોટે ખરચે દુનિયાની એક નવાઇ તરીકે હજી જાળવી રાખ્યો છે. તે માટે મુસ્લીમ આલમ બેશક એહસાનમંદ છે. *Vallabhjee Ramji*



# એ તેમા-દુ-દ દૌલા.

આગ્રાના અકબરી કિલ્લાથી લગભગ એક માઈલ ઉપર પુરાતન આગ્રા નગરીમા યમુના નદીના કીનારા પર એ ઇમારત બનેલી છે અને યમુનાને પેલેપાર જમના બ્રીજ ઉપર **થઇને** જવાય છે

એ ઇમારત પણ એક મકબરો (સમાધિ) છે જેમા મીરઝા ગ્યાસબેગ (એ તેમા દુ દ દૌલા) તથા તેમની પત્નીની* કબરો છે મીરઝા ગ્યાસબેગ નુરજહાનના પિતા અને શહેનશાહ જહાગીરના વજીરે આજમ (મુખ્ય પ્રધાન) હતા ઇ સ ૧૬૨૨ મા એમનુ મરણ થયુ અને નુરજહાએ એ મકબરો બધાવ્યો જે ઇ સ ૧૬૨૮ મા બનીને તૈયાર થયો

આ સ્થળે મીરઝા ગ્યાસબેગ તથા નુરજહાન વિષે થોડીક ઐતિહાસિક બાબત વાચકની જાણ માટે લખવી યોગ્ય

* તે નુરજહાનની મા અને તેનુ નામ અસ્મત બેગમ હતુ

સમુદ્ર મન્થનમા ચૌદ રત્નો નીકળ્યાં તેમા અમૃતનો કુપ ઇશ્વરે જગત્ આદિથી અત સુધી સચવાય માટે માતૃ હૃદયમા મૂકયો છે ગ્યાસબેગ તો પિતા હતો તે બાળકને તજે પણ ન્હાના બાળક માટે પ્રેરણાને પ્રેમ તેનો માતામા હતા એને બાળક છોડતા જીવન છુટતુ લાગ્યુ તે રડી પડી ને ગ્યાસ બેગ બાળકને લેવા પાછો ફર્યો બાળક પર નાગ છત્ર કરી રહેલ છે, ગ્યાસબેગ બાળકને પાછુ લેછે ને તે અકબરના દરબારમા આવે છે, ને ધીમે ધીમે સારે હોદ્દે ચડે છે શાહજાદો સલીમ, મહેર ઉન નિસા (નુરજહાનનુ પ્રથમ નામ) ને જોઇ તેના પ્યારનો પિપાસુ બને છે અકબર સલીમની ઇચ્છા વિરૂદ્ધ છે ને મહેર ઉન નિસાને શેર અફ્ગાન શાથે પરણાવે છે શેર અફઘાનને મારીને જહાગીર મહેર-ઉન નિસા પાછી મેળવે છે

નુરજહાનનો આ સામાન્ય ઇતિહાસ સુદર લાગે છે ને અદ્ભુત રસ પ્રેરે છે, પરતુ એ કાદમ્બરી છે ઇતિહાસ નથી અને છતા ખરો ઇતિહાસ આ કાદમ્બરી કરતા વધારે સુંદર છે જહાગીર ઉપર શેર અફઘાનને મારવાનુ તહોમત જેટલુ કાલ્પનિક છે તેટલુ કાલ્પનિક શાહજાદો સલીમ મહેર ઉન નિસાના પ્રેમમા પડયો તે છે તે આખી વાત ઇતિહાસ કરતા નવલકથા જેવી વધારે છે ×

×નુરજહાન વિષે બગાળીમા હિંદીમા, મરાઠીમા અનેક પુસ્તકો છે ને લગભગ તે બધામ નુરજહાનને જેવી નથી તેવી ચિત્રવામા સૌએ કલ્પનાને કળાનો આદર્શ માન્યો છે

જહાંગીરે શેર અફઘાનનું ખુન કર્યું નથી તેમજ જ્યારે શાહજાદો સલીમ હતો ત્યારે મહેર-ઉન-નિસાના પ્રેમમાં પડયો નથી, આ ઐતિહાસિક સત્યથી કેટલાક નાટકો અને નવલકથાઓ તદ્દન વિકૃત સ્વરૂપમાં દેખાશે.

## નુરજહાનની ખરીકથા આમ છેઃ—

નુરજહાનનો દાદો ખ્વાજા મહંમદ શરીફ ખોરાસાનમાં વજીર હતો પણ રાજકીય પરીવર્તનને પરિણામે નુરજહાનના પિતા મીરઝા ગ્યાસુદ્દીન મહમંદને પોતાનું વતન છોડી હિંદુસ્તાન તરફ નીકળવું પડયું તે મલીક મસઉદ નામના શાહી વેપારીના કાફલા સાથે પોતાના બે પુત્રો મહંમદ શરીફ, અબદુલ હસન (આસીફખાન) ને સગર્ભા સ્ત્રીને લઇને નીકળ્યો આસએગે અર્ધી મુસાફરી પુરી ન કરી ત્યાં પોતાનો ઘણો ખરો સમાન ગુમાવી બેઠો.

---

જે મનુષ્ય હજારો વર્ષની ઘોર નિદ્રામાં શાંત પડયો છે, તેની કબરપરનો પત્થર ઉચકતાં માણસે પોતાનું ધડકતું હૃદય હથેળીમાં રાખી વારંવાર એના ધબકારા માપવા, પછી એક અક્ષર લખવો; ને પછી એવું ચિત્ર રજુ કરવું. આ ચિત્રમાં ઇતિહાસ પણ હોય ને કળા પણ હોય. જેના વિષે લખાયછે ને જવાબ આપનાર નથી એ ગંભીર જવાબદારી સમજવી. સામે એક વ્યકિત હોય કે સામાજીક સમૂહ હોય, છતાં ઇતિહાસ તે ઇતિહાસ છે. ને ગત મનુષ્યોની જગત પાસે મુકાયેલી મૂર્તિ છે, માટે તે ફરી શકે નહિં. દૃષ્ટિ બિન્દુનો ફેર હોય, છતાં મનુષ્ય જે સ્વરૂપે જગત સમસ્ત જુએ છે, તે સ્વરૂપને મહત્વનું ગણવું.

"નુરજહાન ગ્યાસબેગની પુત્રી હતી દરેક ગરીબ તુર્કની જેમ જ્યારે ગ્યાસબેગ અત્યંત દરિદ્ર અવસ્થામાં આવ્યો ત્યારે હિંદુસ્તાન તરફ પોતાની નજર ફેરવે છે પોતાની પત્નીને એક અણઘડ ટટ્ટુ પર બેસાડી તે મુસાફરી શરૂ કરે છે. ત્રણ દિવસની કંટાળા ભરેલી મુસાફરી પછી તેની પત્નિ પુત્રીને જન્મ આપે છે. જંગલને ભયંકર મેદાન સિવાય કાંઇ નજરે પડતું નથી ગ્યાસબેગ થોડાક કલાક ત્યાં કોઈની મદદ મેળવવાની આશાએ બેસે છે. પણ અરબસ્તાનના રણમાં છલકાતાં સરોવરો મુસાફરને જેમ આશાના દોરપરથી દૂર ફેંકી દેછે તેમ ગ્યાસબેગની વિધાતા એને દૂર દૂર નિરાશાના ને રાત્રીના ભણકાર સંભળાવે છે. ગ્યાસબેગ ફરી મુસાફરી શરૂ કરે છે ને જ્યાં જીવન મૃત્યુનો કલેહ જામેછે ત્યા જરૂરીઆત ધર્મ બને છે. જરૂરીઆત ભાર ઓછો કરવાની હતી માટે નાનું બાળક એકલું ને અનાથ પોતાની આસમાની આખથી ભલે રૂએ ને રણ જુએ, એવો નિશ્ચય કરી બાળકને જંગલમાં મુકે છે.

ઈરાનથી હિન્દુસ્તાનનો રસ્તો એવો વિકટ ને ભય ભરેલો, કે શાહી વેપારીની સાથે ચાલતા પણ પોતાના જીવનની તેમજ માલમિલ્કતની સલામતી ન હતી કંદહાર પહોંચતા તેની સ્ત્રીએ પુત્રીને જન્મ આપ્યો ને મલીક મસઉદની ઉદારતાથી ગ્યાસબેગ આડમાડ હિન્દુસ્તાન પહોંચ્યો.

શહેનશાહ અકબર તે વખતે સીક્રી હતો ને ગ્યાસબેગ મલીક મસઉદની ભલામણથી શાહી નોકરીમા દાખલ થવા પામ્યો

મીરઝા ગ્યાસબેગ વિદ્વાન અને હુશિયાર હતો તેણે ધીમે ધીમે પોતાનો માર્ગ કર્યો ને ૧૫૯૫મા તે કાબુલમા દિવાન* તરીકે હતો

મહેર ઉન નિમાનો વિવાહ અલીકુલી નામના શાહજાદા સલીમના એક સરદાર સાથે થયો અલીકુલી ઇસ્તાજલુ

*દિવાન ઓફિસ મોગલ પાદશાહોના વખતમા ટ્રેઝરર ને રેવન્યુ કમીશનર બને અધિકારી એક અધિકાર પાસે હોય તેવી હતી

ઐતિહાસિક પાત્રમા સ્વરૂપો ઘડતા વિકૃતિ ન થાય એ સભાળ રાખવાનો પવિત્ર ધર્મ પિતૃ ઋણ જેવો ઉત્તરદાયી છે

મોગલ સમ્રાટ જહાગીર જેને પરણ્યો તે આવી સ્ત્રી હતી, હિમ્મતવાન અને લલિત ભાવનાથી ભરેલી, સ્નેહાળ અને મહત્વાકાક્ષી, વિવેકી અને નમ્ર ધીરા.

અહેલાં ઇરાનના શાહ બીજા ઇસ્માઇલના દરબારમાં હતો; ઇસ્માઈલનું ખુન થતાં તેને હિન્દુસ્તાન નાશી આવવું પડયુ. અબદુર્રહીમ ખાન ખાનાએ પોતાની સાથે લાહોરમાં તેને રાખ્યો. શાહજાદા સલીમ સાથે તે મેવાડની લડાઇમાં ગયો, શેર અફઘાન એ નામથી ત્યાં પ્રસિદ્ધિમાં આવ્યો. એક વાઘના શિકારમાં તેણે જે બહાદુરી ને ચપળતા બતાવી તેથી પ્રસન્ન થઇ શાહજાદા સલીમે તેને શેર અફઘાનનો ઇલકાબ આપ્યો. અકબર સામે જ્યારે સલીમે બળવો કર્યો ત્યારે પોતાના આશ્રયદાતાની પાછળ તેણે પણ બળવામાં ઝપલાવ્યુ, પણ પાછળથી અકબર સાથે મળી ગયો. જહાંગીરે ગાદીએ આવતા જેમ ઘણાંને માફી બક્ષી તેમ શેર અફઘાનને પણ માફી આપી અને બગાળમાં બર્દવાન પરગણામાં તેને જાગીર આપી.

---

નુરજહાનની બાબતો જાણ્યા પછી ઇતિહાસ એમ કહેશે કે, એનામા ઘણી વિરૂપ પ્રકૃતિઓ મળી હતી, અને તેથીજ તે તે સમયની સૌથી મહાન સ્ત્રી હતી.

નુરજહાન પરશીયન સાહિત્યમા ઉચા પ્રકારનુ જ્ઞાન ધરાવતી હતી. ( નવચેતન ૧૯૨૩ ૨૪ ના અંકો )

મૌલાના શીબલીએ "અદલે જહાંગીરી" ના એક બનાવને પદ્યમાં લખેલ છે જેમા એવી રીતની ઘટનાનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે કે, કમરેશાહી–શાહીમહેલની અગાશીમાં એક દિવસે નુરજહાન ઉભી હતી, અને તે વખતે એક ચામડીંગ

બંગાળા તે વખતે મોગલ સામ્રાજ્યમાં કાંટાની માફક ખટકતું હતું. રાજ્યદ્રોહ, બળવો, ને ગુપ્ત સંચાલકોનું કેન્દ્રસ્થાન ત્યાં હતું. રાજા માનસિંહ તથા જહાંગીર અકબરના મરણને બીજે દિવસે જુના મિત્રોની માફક મળ્યા હતા, છતાં ખુશરૂ માટે રાજા માનસિંહે કેટલો યત્ન કર્યો હતો તે આખી દુનિયા જાણતી હતી. રાજા માનસિંહને ખુશરૂના બળવા પછી તરતજ ત્યાંથી ખસેડી જહાંગીરે કુતબુદ્દીન નામના વિશ્વાસુ સરદારને સુબા તરીકે મુકયો. જે કુતબુદ્દીનને ઘણા ઇતિહાસકારો ખુની માનેછે, પરંતુ તે ખુની કરતાં અવિચારી વધારે હતો. શેર અફઘાન રાજદ્રોહી કામમાં મદદ કરે છે એવી શંકા દરબારમાં ઘણાને હતી, ને શેરઅફઘાને એક વખત સલીમના ઝુંડાને તજ્યો હતો, માટે તે શંકા પણ સ્વભાવિક હતી. કુતબુદ્દીન શેર અફઘાનને દિલ્હી મોકલી આપે, તેવું શાહી ફરમાન હતું; પણ કુતબુદ્દીનમાં તે ફરમાન શાંતિથી પાળવા જેટલી વિવેક બુદ્ધિ ન હતી.

---

માણસ ત્યાંથી જતો હતો, અચાનક તેની દૃષ્ટિ નુરજહાન ઉપર પડી ને નિહાળવા ઉભો થઈ રહ્યો. નુરજહાએ તરતજ ગોળી મારી તેને ઠાર કર્યો. તે માણસના વારસોએ જહાંગીરને ફરિયાદ કરી જહાંગીરે તેના બદલામા નુરજહાનને કતલ કરવાનો ફતવો (હુકુમ) દઈ દીધો દાવેદારોએ એવી રીતનો બદલો લેવા ઇન્કાર કર્યો; અને અમુક રકમ લઈ પોતે દાવાથી હાથ ઉઠાવી લઈ નુરજહાનને માફી બક્ષવા માગણી કરી જહાંગીરે તે સ્વીકારી

કુતબુદ્દીન બર્દવાન ગયો (માર્ચ ૩૦ ૧૬૦૭) ને શેર અફ્ઘાનને પોતાની હજુરમાં બોલાવ્યો. બહાદુર અફ્ઘાન પોતાના બેજ માણસો સાથે તેને મળવા ગયો. જેવો તેણે પ્રવેશ કર્યો કે, તરતજ કુતબુદ્દીનના માણસો તેને ચારે તરફ વીંટી વળ્યાં આ વિશ્વાસઘાતથી તેનું હૃદય એકદમ ન્યાયને માટે પોકાર કરી ઉઠયું. અને બોલ્યો "આ પગલું તું લેવા માગતો હતો"? કુતબુદ્દીન તેને હકીકત સમજાવવા ઉઠયો, શેર અફ્ઘાનની તરવાર મ્યાનમાંથી ખેંચાણી; તે બંગાળના સુબાપર એક ઘા થયો. પોતાના આંતરડાને હાથમાં રાખીને ગ્રીક વીર પુરૂષની માફક કુતબુદ્દીને પોતાની સુબાગીરીનો છેલ્લો હુકમ આપી દીધો. અબ્બાખાનના હાથથી શેર અફ્ઘાન પણ પડયો, પણ શેર અફ્ઘાને વેરની વસુલાત ત્યાંજ ચુકાવી દીધી. કુતબુદ્દીને બાર કલાકમાં પ્રાણ છોડયો. અબ્બાખાન પણ તેજ જગ્યાએ મર્યો.

---

જે વખતે જહાંગીરે નુરજહાનને કતલ કરવાનો ફત્વો આપ્યો તે સમયે નુરજહાંએ જહાંગીરને ઉદ્દેશી નીચે મુજબનો શેર કહ્યો હતો.:—

"જકત્લે ચુંમને ગરખા તીરત ખુશનુદ મીગરદદ,
બજાને મનવલે તેગેતુ ખું આલુદ મીગરદદ."

(આફ્તાબ-ઉર્દુ માસિક જાનેવારી-૧૯૨૬)
ભાવાર્થ—જો તારી ખુશી મને કત્લ કરવાનીજ હોય; તો હું દીલોજાનથી હાજર છું.

મહેર-ઉન-નિસા અને તેની પુત્રી લાડીલી બેગમ* બંનેને આગ્રા મોકલી આપવામાં આવ્યાં. આસબેગ (હવે

* કહેવાયછે કે, નુરજહાંને ખુશરૂને લાડીલી બેગમ સાથે પરણાવવા આગ્રહ કર્યો; અને તેને સ્વતંત્રતા બક્ષવાનું વચન પણ આપ્યું. ખુશરૂની સ્ત્રીએ પણ આ વાત કબુલી લેવા આગ્રહ કર્યો, પરંતુ ખુશરૂએ એ વાતની ચોખ્ખી ના પાડી હતી.

ખુશરૂ એક સુંદર, ઉદાર અને લોકપ્રિય યુવરાજ હતો; એના ચહેરાપર કુદરતે એવું તો માધુર્ય મુકયું હતું કે, લોકોમાં તથા જનાનામાં તેની પાછળ માણસો ઘેલા હતાં. પણ આ માધુર્ય વદનને નસીબ દેવીએ લોખંડી પંજાથી ખરડી ખરડી લગભગ કરૂણ રસની જીવન મૂર્તિ જેવું બનાવ્યું હતું.

"So Proud! So sad!! So Noble!!!"

બુરહાનપુરમાં તેની પતિપરાયણ સ્ત્રીએ ખુશરૂનું મુર્દુ જોઇને સવારમાં જે હૃદય ચીરે તેવો કરૂણ સ્વર છોડયો હશે તેનો વિચાર કરતાં હૃદય કંપી ઉઠે છે.

અલ્હાબાદ સ્ટેશનથી એક માઇલ દૂર ખુશરૂબાગમાં પોતાની માતા પાસે શાંત નિંદ્રા લેતો; ખુશરૂનો અર્ધભગ્ન રોજો છે. એનાપર હૃદય હચમચાવે તેવું કરૂણ કાવ્ય લખેલું છે.

લાડીલી બેગમ સાથે શહરીયાર ૧૬૨૦ ના ડીસેમ્બરમાં પરણ્યો હતો. (નવચેતન)

પરંતુ મને દીલગીરી એટલાજ માટે થાયછે કે, તારી તલવાર મારા લોહીથી ખરડાશે તે માટે મને -અફસોસ—દુઃખ- થશે.

એ-તેમા-દુદ-દૌલાં ) ત્યાં મોટા અધિકારી તરીકે હતો. સુલતાના–સલીમા બેગમના ઝનાનામાં મહેર-ઉન-નિસા દાખલ થઇ ને ૧૬૧૧માં મીનાબજારમાં અકસ્માત જહાંગીરની દૃષ્ટિએ પડી. ત્યારથી જહાંગીરની નુરજહાન થઇને રહી. આ નુરજહાનનો ઇતિહાસ અનેક રીતે વિકૃતિ પામ્યો છે.

"જહાંગીરે શેર અફઘાનને મરાવ્યો, નુરજહાને તેને પરણવાની ચાર વર્ષ સુધી ના પાડી ને પછી છેવટે પરણી" આ સાધારણ રીતે ચાલતી વાતને ઐતિહાસિક આધાર નથી.

એ-તેમા-દુ-દ દૌલાનો શ્વેત મરમરના પથ્થર વતી બાંધેલો મકબરો આજે પણ પ્રવાસીઓને મુગ્ધ બનાવે છે.

---

( નુરજહાંએ "મખફી" તખલ્લુસથી કેટલીએક કવિતા લખી છે. )

નુરજહાન જહાંગીરના મરણ પછી અઢાર વર્ષ જીવી; જેમ જીવનમાં જહાંગીર સાથે રહી હતી તેમ મૃત્યુ શય્યામાં પણ પોતાને માટે બંધાવેલ પાસેના રોજામાંજ રહી.

જહાંગીર–નુરજહાનનો મકબરો શાહદારા ( લાહોરમાં છે) જે જોઇ એક ઉર્દુ કવિનો શેર યાદ આવે છે :—

"શાહીદે નાઝકી તુબરતપે હાર બાકી હ.
નીકલ ગઇહે સવારી ગુબાર બાકીહે."

નુરજહાનના ભાઇ અને મુમતાજમહાલ બેગમના પિતા આસીફખાનનો મકબરો પણ શાહદારા—લાહોરમાજ છે.

એના નિરિક્ષણ પછી કોઈપણ પ્રવાસી આનંદ મુગ્ધ થયા વિના રહેતો નથી. કિંચિત્ અધિક ઉંચી અને ૧૪૯ ફુટ લાંબી પહોળી બેઠક ઉપર મધ્ય સ્થળમાં પ્રાયઃ ૭૦ ફુટ લાંબુ પહોળું સમાધિ-મંદિર આવેલું છે વેદી તથા મંદિર ઉભય શ્વેત મરમરના પત્થરો વડેજ બાંધવામાં અવ્યાં છે. દિવાલોમાં વિવિધ વર્ણના પાનાઓમાં મનોહર લતા, પુષ્પ વિગેરે કોતરવામાં આવ્યાં છે. અને પૂર્વની કારીગરીનો એક નમુનો ગણાય છે; તથા તાજમહેલ પછી બીજા નંબરની એ ઇમારત છે. અંદર મીરઝા ગ્યાસબેગ તથા તેની બેગમની કબર છે. દિવાલની બ્હાર જુદી જુદી જાતના કિમ્મતી પત્થરો ભૂમિતિની આકૃતિ ( Diagonals Cubes ) વિગેરે આપતાં જડી લીધા છે, તથા તેની અંદરના દરેક ગોખલાઓને ફુલો વિગેરેના વેલાઓથી રંગીન અને રોનકદાર બનાવ્યાં છે. સંગીન નીસરણી માર્ગે ઉપર જતાં વચ્ચે બે ખાલી મારબલની કબરો નીચેની કબરોની પ્રતિરૂપે જોવામાં આવેછે, તેને આસપાસ સુંદર કોતરેલી મારબલની જાળી રૂપી દિવાલો ઉપર લગભગ ચાર ખુણીયા સંગેમરમરનો શોભાયમાન ગુંબદ ઉભો છે. આરાપાસના ચાર મારબલી મિનારા ઉપરથી નદીનો દેખાવ ઘણોજ રમણીય લાગે છે. ફરગ્યુસન સાહેબ નીચલા શબ્દોમાં એની ખુબી ચિતારતાં જણાવેછે કે:—

* "But...the beautiful tracery of the pierced marble slabs of its windows which resemble those of Selim Chisti's tomb at Fatehpore Sikri, the beauty of its white marble walls, and rich colour of its decorations make up so beautiful a whole that it is only comparing it with the work of Shahjahan that we are justified in finding fault"

( શેખ સલીમ ચીસ્તીની કબરને તેની બારીઓની મારબલી કોતરકામની જાળી અને તેની શણગારેલી સફેદ મરમરની દિવાલો તેને એક એવી અતી સુંદર ઇમારત બનાવે છે કે, ફક્ત શાહજહાનની ઈમારતો સાથે સરખામણી કરવાથીજ કદાચ તેની ખામી શોધી કઢાય. )

---

* History of Indian and Eastern architecture, by james Fergusson. P. 589.

( આગ્રા દીલ્હી પૃ. ૪૦–૪૧ )

# ચીનીનો રોજો.

એતેમા દુદ દૌલાથી થોડેક દૂર એજ સડક ઉપર ચીનીનો રોજો છે, જેમાં અફ્જલખાન ફારસી કવિ અને શુકરૂ-લ્લાહ-ખાન શાહજહાનના વઝીરે આજમ (Prime Minister) ની કબર છે.* જેનું મરણ ઈ. સ ૧૬૩૯માં લાહોર ખાતે થયુ હતું. તેની લાશને આગરે લાવી અહિંયા દફન કરવામાં આવી હતી એ રોજો હાલ જીર્ણ અવસ્થામાં જેવામા આવે છે. પરંતુ સારી સ્થિતિમાં હશે ત્યારે ઘણો મોહક હશે એમ તેની ઉપરના ચીનોના કામથી જાણી શકાય છે.

# રામ બાગ

ચીનોના રોજાથી થોડેક દૂર રામબાગ છે. એ બાદશાહ બાગરે બનાવ્યો હતો ઇ સ. ૧૫૩૦માં બાબર

* Three Days at Agra P. 79




I P W Cal

સીકંદરા ( અકબરનો મકબરો ) પૃ૦ ૮૧.

જ્યારે મરણ પામ્યો ત્યારે તેની લાશને અહિંયા રાખવામાં આવી હતી. અને છ મહિના પછી કાબુલ ખાતે લઇ જઇ ત્યાં દફનાવવામાં આવી. નુરજહાને પણ એ બાગ પસંદ કર્યો હતો. અને તે વખતે એ બાગનું નામ "નુર-અફશાં" રાખવામાં આવ્યું હતું. જ્યારે મરાઠા લોકોનો કબજો થયો ત્યારે એનું નામ રામબાગ રાખવામાં આવ્યું. જે હાલમાં પણ એજ નામથી ઓળખાય છે.

---

# સિકંદરા અકબરનો મકબારો.

---

સિકંદરા આગ્રાથી પાંચ માઇલ ઉપર ઉત્તર-પશ્ચિમ દિશામાં આવેલું છે. આગ્રાથી બે સડકો સિકંદરે જાયછે; એક શાહગંજ થઇને અને બીજી બલોચપુરા થઇને. આગ્રાથી સિકંદરા, મથુરા વૃન્દાવન તથા દિલ્હી થઇને લાહોર સુધી ચાલી જાય છે. હાલમાં જી. આઈ. પી. રેલ્વેની મેઇન લાઇન ઉપર સિકંદરા સ્ટેશન પણ બનાવવામાં આવ્યું છે,

શેખ મુબારક અને તેમના મોટ ભાઈ ફૈઝીની કબરો હતી જે પકી ચોટાક ખડે। જોવામા આવે છે

લાડલી બેગમના બાગથી ચોડેક દૂર કદહારી બાગ છે જ્યા શાહજહાનની પહેલી બેગમ જે મુજફ્ફર હુસેનની દીકરી હતી તેને દફનાવવામા આવી હતી મુજફ્ફર હુસેન ઇરાનના શાહ ઇસ્માઇલ શફવીના પૌત્ર હતા અહિથી એક માઇલ આગળ ચાલતા એક પત્થરનો ચોડો બનેલો છે, તેના

---

* **શેખ મુબારક**—તે જમાનામા એક મહા બુદ્ધિમાન, સદાચારી નરવીર હતો એમ કહેવાય છે કે, તે પોતે કુરઆનની એક વિશાળ અને ઉત્કૃષ્ટ વ્યાખ્યા લખી ગયો છે.

ફૈઝીના —પુસ્તકાલયમા લગભગ ૪૩૦૦ પુસ્તકો હતા એના રચેલા કાવ્યો ભારત વર્ષ મા ભારે આદર પૂર્વક ગવાય છે. ઈ સ ૧૫૯૫ મા ૫૦ વર્ષની વયે આ સસારમાથી ચાલી નિકળ્યો હતો

"મહાન સમ્રાટ અકબર" નામના પુસ્તકમા પૃષ્ઠ ૨૧૪મા લખ્યુ છે કે, ફૈઝીના મૃત દેહને જુની દિલ્હીમા સમાધિસ્થ કરાવ્યો હતો " ( એટલે તેની કબર જુની દિલ્હીમા છે ) પરતુ તેજ પૃષ્ઠની ફુટનોટમા લખ્યુ છે, કે, 'તપાસ કરવા છતા અમે તેનો પત્તો મેળવી શકયા નથી

"અર્જેતાજ" નામના પુસ્તકમા પૃષ્ઠ ૪૨મા લખેલુ છે કે, "ફૈઝીની કબર આગ્રાથી એક માઇલ ઉપર લાડલી બેગમના બાગમા છે" અનુમાનથી અર્જેતાજ" વાળી વાત ત્યાના ખડેરો જોવાથી માની શકાય તેવીછે, (સત્યશુ છે? તે તો પરમાત્મા જાણે)

માટે કહેવામાં આવે છે કે, કોઇ ન્ઇમનો* ઘોડો એ જગ્યાએ માર્યો ગયો હતો તેની યાદગીરી તરીકે તેણે આ ઘોડો બનાવી અને મુકાવ્યો હતો. ઘોડાનો સાઇસ પણ તેની સાથે જખમી થઇ મરણ પામ્યો હતો એટલે તે સાઇસની કબર પણ અહિંજ છે.

પથ્થરના ઘોડાની સામે એક પ્રાચીન તળાવ છે જે સુકુ પડ્યુ છે. તેનુ નામ 'ગુરૂમ તાલ' છે. બનવા જોગ છે કે, અમુક વખતે કોઇ સાધુ સતે તેને પોતાનુ સ્થાન બનાવી લીધુ હોય, પરતુ એ તળાવ અને તેની પાસેની

"અબુલફજલ'—મુસલમાન ગદ્ય લેખકોમા તે સમયે અપૂર્વ અને અતુલનીય ગણાતો હતો. સામાન્ય અવસ્થામાથી મોગલ રાજ્યના સર્વપ્રધાન આમાત્યના પદે પહોચ્યો અને રાજ્યનો અતિ માનનીય આગેવાન થયો હતો.

ગ્વાલિયરથી ૧૫ માઇલ ઉપર દક્ષિણ–પૂર્વ ખુણામા અતિ નામક સ્થાને અબુલ ફજલનુ સમાધિ મદિર ભાગી તુટી અવસ્થામા આજે પણ જોઈ શકાય છે.

અબુલ ફજલના અકબરનામા" તથા 'આઇને અકબરી' નામના ગ્રથો બહુ જાણીતા છે.

લાડલી બેગમના લગ્ન ઇસ્લામખાન (નબીરા શેખ સલીમ ચીશ્તી રે. અ.) સાથે થયા હતા જેઓ બગાળના ગવર્નર હતા.

* રઈસ=Noble Man=સભ્ય માણસ

ઇમારતોનું વર્ણન સિકંદર લોદીથી સંબંધ રાખેછે જેના નામથી સિકંદરા પણ જાણિતું છે.

પાંચ માઇલનો માર્ગ કાપતાં સમ્રાટ અકબરના સમાધિ બાગના દ્વાર પાસે આવી પહોંચાય છે. મકબરો એક અતિ વિશાળ બાગની અંદર છે. બાગની ચારે તરફ ઘણોજ ઉંચો કોટ બાંધી લેવામાં આવ્યો છે અને દિવાલની ચારે તરફ ૭૦ ફુટ ઉંચા અને ભવ્ય ચાર દ્વારછે જેમાં ત્રણ દરવાજા તો માત્ર દેખાવને ખાતરજ છે, અને રોજાના કમ્પાઉન્ડમાં દાખલ થવા માટે માત્ર એકજ દ્વારછે જે દક્ષિણ દિશા તરફ છે એ આર્કાવાળો દરવાજો ૭૦ ફુટથી અધિક ઉંચાઇવાળો છે. તેમાં જે પત્થર વાપરવામાં આવ્યાછે તે રાતા રંગના છે. દરવાજા ઉપર સફેદ, કાળા, તથા પીળા રંગના પત્થરામાંથી તૈયાર કરેલી ફુલ વેલીઓ શોભી રહી છે, તેમાં પ્રવેશ કરતાં જણાશે કે, દરવાજાનો હૅાલ સાધારણ પક્તિનો નથી. ખરેખર એક અતિ સુંદર તથા વિશાળ હૅાલ છે "કાઉન્ટ ઓફ નોવરે" યથાર્થજ લખ્યુછે કે,—'આ દરવાજાવાળો હૅાલ એટલો બધો ઉંચો અને એટલો બધો સુંદર છે કે તે એક રાજ મહેલજ છે, એવો ભ્રમ થયા વગર રહે નહિં." આ હૅાલની ચોતરફ ન્હાની ઓરડીઓ આવેલીછે અને તેમાં ઉપર ચડવાને પત્થરની નીસરણીઓ છે. પહેરેદારો આ સ્થળે રહે છે. આ અતિ ઉચ્ચ ગૃહને મથાળે

ચાર ખુણે શ્વેત મરમરના બનાવેલા શિખરો આકાશને ભેદી શકે તેવી ઉંચાઇવાળા ગૌરવ પૂર્વક બિરાજી રહ્યા છે. જેની ઉપરના ભાગો જાટ લોકોએ તોડી નાંખ્યા હતાં. આપણી સરકારે તેની મરામત કરાવી છે. ઉક્ત ગૃહની ટોચ ઉપર પૂર્વે શોક સંગીતવાળો નોબતનો ધ્વનિ દર્શકના પ્રાણુને આકુળ વ્યાકુળ બનાવતો. મહાવિદ્વાન "કાઉન્ટ ઓફ નોવર" ઇ. સ. ૧૮૬૮માં ઉક્ત સમાધિ મંદિરના દર્શને આવ્યો હતો. તે વખતે ઉપર કહેલી નોબત વાગતી હતી. અને મૃત અકબરનું સન્માન વિસ્તારતી હતી. પરંતુ અત્યારે તો એ નોબત પણ મુંગી બની ગઇ છે. મકબરાવાળા બાગનું નામ અકબરે બહેસ્ત આબાદ બાગ રાખ્યું હતું.

સામ્રાટના સમાધિ મંદિરમાં બૌદ્ધ તથા મુસલમાન મંદિરની કારીગરી સંમિલિત થએલીછે. સામ્રાટે પોતેજ આ સમાધિ-મંદિરની યોજના કરી હતી. પાછળથી જહાંગીરે તે અપૂર્ણ રહેલી યોજના પાર પાડી હતી. ત્રણ હજાર માણસોએ વીશ વર્ષ પર્યંત કામ કરીને મકબરો તૈયાર કર્યો હતો. તે સમયે પંદર લાખ રૂપિયા એ મકબરા માટે ખર્ચ થયા હતા.

હવે એ મનોહર ગૃહ ઓળંગીને સુંદર દિવાલથી ઘેરાયલાં એક વિશાળ બાગમાં દાખલ થવાય છે. પૂર્વે નહેર

વડે યમુનાનું પાણી બહુ દૂરથી આ બાગમા આવતું. આમ્રવૃક્ષ આદિ ફુલ ઝાડો તથા વિવિધ પુષ્પની લતાઓ પોતાના ફળો તથા પુષ્પો દ્વારા તેમજ સૈંદર્ય, સૂગંધ અને શિતળ દ્વારા મુસાફરોને વિમુગ્ધ કરતાં, આજે તે ઉદ્યાનની પૂર્વની શોભા તથા આકર્ષતા અદૃષ્ય થઈ ગઇ છે. બાગની આસપાસની દિવાલ પણ કેટલેક સ્થળે પડી ગઇ છે. આ પ્રમાણે સઘળી વસ્તુઓએ દીન-હીન તથા કંગાળ વેશ ધારણ કર્યો છે મહાન્ પુરૂષોની પણ છેવટે કેવી દશા થાયછે તેનું જાણે કે સર્વત્ર સૂચન થઇ રહ્યું છે.

ઉપર કહેલું દક્ષિણ તરફનું દ્વાર-ગૃહ ઓળંગીને ઉત્તર તરફ આગળ ચાલતાં દ્વાર-ગૃહથી લઇને ઠેઠ સમાધિ-મંદિરના દ્વાર સુધી એક અતિ વિશાળ રાજ માર્ગ આવેલો છે. તે માર્ગ બને બાજુએ આવી રહેલ ઉદ્યાન કરતાં ઘણો ઉંચો છે, અને તેની ઉપર પત્થરો જડવામાં આવ્યા છે. માર્ગની બંને બાજુએ વિવિધ પુષ્પ વૃક્ષોની હારો આવેલીછે. તે ઝાડી આવળી વધી ગઇછે તેથી જાણેકે, ગંભીર શોકને લીધે વૃક્ષોએ તથા લતાઓએ પણ શૃંગાર સજવાનુ માંડી વાળ્યુ હોયને ! વચ્ચે વચ્ચે ગંભીર પત્ર ગુચ્છોને ભેદી લીલા પીળા ફુલો બ્હાર નીકળી આવ્યા છે. જાણેકે શોક અને સંતાપનું પરિણામ પણ મંગળમયં આવેછે એમ એ ફુલો કહી રહ્યાં હોય

ચાર ખુણે શ્વેત મરમરના બનાવેલા શિખરો આકાશને ભેદી શકે તેવી ઉંચાઇવાળા ગૌરવ પૂર્વક બિરાજી રહ્યા છે. જેની ઉપરના ભાગો જાટ લોકોએ તોડી નાખ્યા હતાં આપણી સરકારે તેની મરમ્મત કરાવી છે. ઉક્ત ગૃહની ટોચ ઉપર પૂર્વે શોક સંગીતનાળો નોબતનો ધ્વનિ દર્શકના પ્રાણને આકુળ વ્યાકુળ બનાવતો. મહાવિદ્વાન 'કાઉન્ટ ઓફ નોવર" ઇ. સ. ૧૮૬૮માં ઉક્ત સમાધિ મંદિરના દર્શને આવ્યો હતો. તે વખતે ઉપર કહેલી નોબત વાગતી હતી. અને મૃત અકબરનું સન્માન વિસ્તારતી હતી. પરંતુ અત્યારે તો એ નોબત પણ મુંગી બની ગઇ છે. મકબરાવાળા બાગનું નામ અકબરે બહેશ્ત આબાદ બાગ રાખ્યુ હતું.

સામ્રાટના સમાધિ મંદિરમા બૌદ્ધ તથા મુસલમાન મંદિરની કારીગરી સમ્મિલિત થએલીછે. સામ્રાટે પોતેજ આ સમાધિ–મંદિરની યોજના કરી હતી. પાછળથી જહાંગીરે તે અપૂર્ણ રહેલી યોજના પાર પાડી હતી. ત્રણ હજાર માણસોએ વીશ વર્ષ પર્યંત કામ કરીને મકબરો તૈયાર કર્યો હતો તે સમયે પંદર લાખ રૂપિયા એ મકબરા માટે ખર્ચ થયા હતા

હવે એ મનોહર ગૃહ ઓળગીને સુંદર દિવાલથી ઘેરાયલાં એક વિશાળ બાગમાં દાખલ થવાય છે. પૂર્વે નહેર

વડે યમુનાનું પાણી બહુ દૂરથી આ બાગમાં આવતું. આમ્રવૃક્ષ આદિ ફુલ ઝાડો તથા વિવિધ પુષ્પની લતાઓ પોતાના ફળો તથા પુષ્પો દ્વારા તેમજ સૌંદર્ય, સૂગંધ અને શિતળ દ્વારા મુસાફરોને વિમુગ્ધ કરતાં, આજે તે ઉદ્યાનની પૂર્વની શોભા તથા આકર્ષતા અદૃષ્ય થઈ ગઇ છે. બાગની આસપાસની દિવાલ પણ કેટલેક સ્થળે પડી ગઇ છે. આ પ્રમાણે સઘળી વસ્તુઓએ દીન-હીન તથા કંગાળ વેશ ધારણ કર્યો છે. મહાન્ પુરૂષોની પણ છેવટે કેવી દશા થાયછે તેનું જાણે કે સર્વત્ર સૂચન થઇ રહ્યું છે.

ઉપર કહેલું દક્ષિણ તરફનું દ્વાર-ગૃહ ઓળંગીને ઉત્તર તરફ આગળ ચાલતાં દ્વાર-ગૃહથી લઇને ઠેઠ સમાધિ-મંદિરના દ્વાર સુધી એક અતિ વિશાળ રાજ માર્ગ આવેલો છે. તે માર્ગ બંને બાજુએ આવી રહેલ ઉદ્યાન કરતાં ઘણો ઉંચો છે, અને તેની ઉપર પત્થરો જડવામાં આવ્યા છે. માર્ગની બંને બાજુએ વિવિધ પુષ્પ વૃક્ષોની હારો આવેલીછે. તે આડી આવળી વધી ગઇછે તેથી જાણેકે, ગંભીર શોકને લીધે વૃક્ષોએ તથા લતાઓએ પણ શૃંગાર સજવાનું માંડી વાળ્યુ હોયને ! વચ્ચે વચ્ચે ગંભીર પત્ર ગુચ્છોને ભેદી લીલા પીળા ફુલો બ્હાર નીકળી આવ્યા છે. જાણેકે શોક અને સંતાપનું પરિણામ પણ મંગળમય આવેછે એમ એ ફુલો કહી રહ્યાં હોય

એવો ભાસ કરાવે છે! રાજમાર્ગની અધવચ્ચે પહોંચ્યા બાદ એક વિશાળ હોજ આવેછે, આ હોજ પત્થરનો બાંધેલો છે. એક સમયે આ હોજ યમુનાના પાણીથી છલકાતો અને તેની અંદર નીરવ ફુવારાઓ અતિ ઉત્સાહ પૂર્વક સુશિતળ પાણીનો પ્રસાર કરતા. બાકીનો ભાગ પુરો કર્યા પછી પણ એક હોજ તથા ફૂવારાનું દર્શન થાય છે. ત્યાર બાદ સમાધિ મંદિરનો આરંભ થાયછે. આ મંદિરની શોભાનું કેવી રીતે વર્ણન કરવું તે અમારાથી સમજાતું નથી.

પ્રાયઃ ૪૦૦ ફુટ ચતુષ્કોણ પત્થરની વેદી ઉપર બરાબર મધ્ય સ્થળમાં ૩૦૦ ફુટથી અધિક ચતુષ્કોણ મકબરો (સમાધિ મંદિર) આવેલ છે. તે લગભગ ૧૦૦ ફુટ જેટલો ઉંચો હોય એમ જણાયછે. વિવિધ પ્રકારના થાંભલાઓ મકબરાની શોભામાં અપૂર્વ વૃધ્ધિ કરી રહ્યાં છે, મકબરાને મથાળે સમ્રાટની કૃત્રિમ કબર આવેલીછે.

એ પાંચ મજલાની ઇમારત ફતેહપુર—સીક્રીના પંચ મજલા મહેલ જેવીછે એ ઇમારતનો પહેલો મજલો ૩૦ ફુટ ઉંચો, અને ૩૨૦ ચોરસ ફુટછે. બીજો મજલો ૧૪ ફુટ ૯ ઇંચ ઉંચો અને ૧૮૬ ચોરસ ફુટ છે. ત્રીજો મજલો ૧૫ ફુટ ૨ ઇંચ અને ચોથો ૧૪ ફુટ ૬ ઈંચછે સર્વથી

ઉપરના મજલાની લંબાઇ પહોળાઇ ૧૫૭ ચોરસ ફુટછે. અને જમીનની સપાટીથી ૧૦૦ ફુટ ઉંચાઇછે. એ માપ મુજબ જોતાં ઉપરનો મજલો લંબાઇ પહોળાઇમાં નીચેના મજલાથી અર્ધોછે. અસલ ઇમારતમાં જહાંગીરે કંઇક ફેરફાર પણ કરેલો છે.

મકબરાની અંદર દાખલ થતાં ઉંચા પ્લાટ ફોરમ જેવો ઓટલો છોડી એ પાંચ મજલાની ઇમારતમાં પગ મુકતાં એક નાના દરવાજાને રસ્તે સીડી વગરના ઢાળતા ભોંયરામાં દાખલ થવાય છે, જ્યાં એક ઘણોજ સાદો સંગે મરમરનો તાવીજ અકબરે આજમની કબર ઉપર મુકેલો જોવામાં આવે છે. તેના પડમાં સમ્રાટ અકબરનું શરીર મહાનિંદ્રા લઇ રહ્યું છે. લાખો ચોરસવાર જમીનનો ધણી ફક્ત ૭૮ ચોરસવારના અંધારા ભોંયરામાં સદાને માટે સુતો છે.

"જીનકી નોબતકી સદાસે ગુંજતેથે આસમાં,
ગોરકી બમલીમેં ચીતહે હું નહાં કુચ્છભી નહીં"

પ્રથમ સ્વર્ણ ગ્રહમાં પ્રવેશ કરતાં તેની કબર સફેદ સંગેમરમરમાં સજ થયેલી દેખાય છે. પરંતું અંધકાર મય ઓરડામાં આ કબર જોતાં રોનક કરતાં ગંભીરતાં વધારે

જણાય છે દીવાલો ઉપર પહેલા ગોનેરી રૂપેરી તથા લાલ પીળા રંગોની વેલો તથા પુલો વતી સુશોભીત કામ બનેલુ હતુ, તથા દિવાલો ઉપર સોનેરી અક્ષરે કુરાનના શ્લોકો કોતરી કહાડવામાં આવ્યા છે તે ગૃહની અનુપમ શોભા આજે લગભગ સઘળી અદ્રશ્ય થઇ છે. કહેવાયછે કે, જાટ તથા મરાઠા લોકો આગ્રા ઉપર ચડી આવ્યા અને અથાનો કબજો મેળવ્યો તે વેળા તેમણે આ ગૃહમા રસોઇ કરી હતી. ગંભીર ધુમાડાને લીધે દિવાલો કાળી થઇ ગઈ છે * આપણા શહેનશાહ જ્યોર્જ પચમ જ્યારે આ મકબરાના દર્શને આવ્યા હતા ત્યારે આ ગ્રહનો કેટલેક અશે ઉધ્ધાર થયો હતો

અકબરના હથિયારો, બખતર, વસ્ત્રો તથા પ્રિય પુસ્તકો તેની સાથેજ દફનાવવામા આવ્યા હતા એમ કહેવાય છે. Vallabhjee Ramjee

અકબરની કબરના સીરાણે "અલ્લાહો અકબર" **(God is Great)** લખેલુ છે

આ મકબરાના બીજા ઓરડા ઓમાશાહી ખાનદાનની બીજી કબરો આવેલીછે. જેમા અકબરની દીકરી

---

* સમ્રાટ અકબર પૃષ્ટ ૩૩૬

આરામ બાનુ તથા રૂકીયા સુલતાના અને શાહઆલમના દીકરા સુલેમાન શીકોહની કબરો નજરે પડે છે.

મકબરાની ઉપર ચઢતાં એકથી એક નાનાં એવા પાંચ મજલાની એ ઇમારત છે. પાંચમાં મજલા સિવાય ચાર મજલા એક શ્વાસે ચઢયા જાઓ; કારણ કે રાતા પત્થરના ઓરડાઓ સિવાય બીજું જોવા લાયક કાંઇ નથી. પણ સર્વથી ઉપરનો મજલો ચિતાકર્ષક છે., તમામ સફેદ મારબલની કોતર કામની જાળી ચારે બાજુની દિવાલ બનાવે છે. નીચેની કબરની બરાબર ઉપર તેની પ્રતિરૂપ તરીકે સફાઇદાર સંગેમરમરની ખાલી કબર (Cenotaph) દેખાવ આપેછે. મથાળે છાપરૂં અથવા ઘુમટ નથી પણ પહેલાં કીનખાબનુ છત્ર કબર ઉપર ઝુલતું હતું. કે જેને ભરતપુરનો જવાહીરસીંગ ઉઠાવી ગયો હતો *

દરવાજા ઉપરનો ૧૬૧૩ નો સન દેખાડેછે કે, એ ઇમારત જે અકબરે પોતે આરંભી હતી તે જહાંગીરના વખતમાં પૂર્ણ થવા પામી.*

ટેલર સાહેબે આ મકબરાની ટોચે ચડીને પૂર્વ દિશામાં આવેલો પૂર્ણચંદ્રની માફક પ્રકાશતો તાજ મહેલ જોયો હતો; તે લખે છે કેઃ—

* આગ્રા દિલ્લી પૃ૦ ૩૮.

"મેં મોગલ સમ્રાટોનાં જે વૈભવો મારી દૃષ્ટિએ નિરખ્યાં હતાં, અને અત્યારે નિરખી રહ્યો હતો, તેથી ખરેખર મને બહુ આશ્ચર્ય થયું. હું જાણે કોઇ મનોહર સ્વપ્નનું દર્શન કરી રહ્યો હોઉં એમજ મને તે વેળાએ લાગી આવ્યું."

કાઉન્ટ ઓફ નોવર લખેછે કે;— "સમ્રાટ અકબરની સમાધિએ મને જેવી અસર કરી હતી; તેવી અસર અન્ય કોઇ સમાધિએ કરી ન હતી. આ સમાધિ મંદિર એટલું બધું મનોહર છે કે, પ્રાચીન દંત કથાઓમાં જે અપ્સરાઓના નિવાસ સ્થાનો સંબંધે ઉલ્લેખ મળી આવે છે, તે સ્થાનની પાસેજ આ સમાધિ મંદિર જાણે કે, ઉભું કરવામાં આવ્યું હોયની.! આ સમાધિના દર્શન સમયે જાણે હું કોઇ સ્વપ્ન નિહાળી રહ્યો હોઉંની! એવો મને ભાસ થયો. હું જ્યારે તે મંદિરમાંથી આગ્રા ખાતે પાછો આવ્યો ત્યારે મેં એવોજ નિશ્ચય કર્યો કે, અકબરને તથા જે સમયે તેણે જન્મ લીધો હતો તે કાળને હું મારા હૃદયમાંથી કદાપિ દૂર કરીશ નહિં."

મેજર જનરલ સ્લીમેન સાહેબ લખેછે કેઃ—"અકબરે જે દેશમાં અને જે કાળમાં જન્મ લીધો હતો, તે વિષે વિચાર કરવાથી એમજ લાગેછે કે, કવિઓમાં જેની

રીતે શેક્સપીયર શ્રેષ્ઠ ગણાયછે, તેવીજ રીતે અકબર પણ સમ્રાટોમાં મહાશ્રેષ્ઠ અને અનુપમ ગણાવો જોઇએ. અકબરે જે પૃથ્વીને પવિત્ર કરી હતી; તે પૃથ્વીના એક સામાન્ય અધિવાસી તરીકે મેં તેની સમાધિ પ્રત્યે એટલું બધું માન પ્રદર્શિત કર્યું હતું કે, પૃથ્વીના અન્ય સમ્રાટો કે જેમના ઇતિહાસથી હું માહીતગાર છું. તેમના કોઇ પ્રત્યે હું એટલુ માન પ્રદર્શિત કરૂ નહિ."

મકબરાની બહાર દરવાજાની પૂર્વમાં એક **કંચમહેલ** છે. એ બે મજલાની ઇમારત છે. આ મહેલ સત્તરમાં સૈકાની શરૂઆતમાં બાંધવામાં આવેલો હતો. એને બાદશાહ જહાંગીરની બેગમ જોધબાઇનું વિલાસ સ્થાન કહેવાયછે. મોગલ સમ્રાટોના સમયની શિલ્પકળાનો આ એક સુંદર નમુનો છે. આ મહેલ ઈંટોથી ચણેલો છે, છતા એમા લાલ પત્થર અને આરસ કોઇક કોઇક સ્થળે વપરાયોછે. એટલુંજ નહિ પણ બારીના ઉપરના ભાગપર સુંદર નકશીવાળાં 'ટાઇલ્સ' પણ વપરાયા છે એ ઇમારતની મરામત લોર્ડ કર્ઝને કરાવી હતી.

સિકંદરાથી થોડે દૂર એજ મથુરાની સડક ઉપર મરીયમ જમાનીનો રોઝો છે. એ રોઝો જે કમ્પાઉન્ડમા

છે, તે અમલમાં સિકદર લોદીનો બાગ હતો અને અકબરની બેગમ મરીયમ જમાનીની એની અંદર કબર છે અત્રે ખ્રિસ્તી લોકોએ એક 'ચર્ચ' પણ બનાવેલુ છે.

મરીયમ જમાની જહાંગીરની માં થાયછે મરીયમના નામ ઉપરથી એમ અનુમાન કરવામાં આવેછે કે, તે પોર્ટુગીઝ ખ્રિસ્તી સ્ત્રી હતી, પરતુ કહેવામાં આવેછે કે, અકબરની માંને મરીયમ મકાની કહેતા હતા. જહાંગીરની માં મરીયમ જમાનીના નામથી પ્રખ્યાત થઇ. તે રાજા બીહારીમલની દીકરી અને જયપુરના રાજા ભગવાનદાસની બ્હેન હતી. તેના લગ્ન અકબરની સાથે હીજરી સન ૯૬૮ માં સાભર મુકામે થયા હતાં અને ઈ. સ. ૧૬૨૩ માં તેનું મરણ થયું હતું.

" હે ગોયા એક આઇના હર નકશ ઇસકા,
જો કરતા હે ઇબરતકી સુરત નુમાઇ,
જો ચશ્મે હકીકત નગર હો તો દેખો,
નુમાયાં હે અન્જામ દુન્યાએ ફાની."

---

# ફતેહપુર સીક્રી.

---

(શહેનશાહ અકબરની રાજધાની ફતેહપુર સીક્રી આગ્રાથી નૈરૂત્ય ખૂણામાં ૨૪ માઈલ ઉપર હોઇ, બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વની આગ્રા બયાના લાઇન ઉપર સ્ટેશન છે. આગ્રા ફોર્ટ સ્ટેશનથી રેલ્વે ટ્રેઇન મારફતે ત્યાં જઇ શકાયછે. એ સિવાય ઘોડાગાડી અને મોટરોથી પણ પાકી સડકના રસ્તે જઇ શકાય છે. સડકની બંને બાજુએ સુંદર વૃક્ષોની ઘટા ઘણી સારી આવી રહેલી છે. પરંતુ પ્રવાસીઓ માટે રેલ્વેનું સાધન ઉત્તમ છે.)

"જીસસે કહ્યું છે કે, દુનિયા એ તો પૂલ છે, તેની ઉપર થઇને ચાલ્યા જાઓ; પણ ત્યાં ઘર ન બાંધતા."

(અકબર)

**ફતેહપુર સીક્રીની** એક સમયની અતુલનીય શોભાનું વર્ણન થઇ શકે તેમ નથી. જેમણે એકવાર ઉક્ત નગરી પ્રત્યક્ષ જોઇ નથી; તેમને તેનુ સૌન્દર્ય સમજાવવાનો પ્રયત્ન કરવો તે વૃથા છે. ભારત વર્ષના સૌંદર્યનું વર્ણન માત્ર વાંચવાથી તેની મહત્તાનો પૂરેપૂરો ખ્યાલ આવી

છે, તે અમલમા સિકંદર લોદીનો બાગ હતો અને અકબરની બેગમ મરીયમ જમાનીની એની અંદર કબર છે અત્રે ખ્રિસ્તી લોકોએ એક ચર્ચ પણ બનાવેલુ છે.

મરીયમ જમાની જહાંગીરની માં થાયછે મરીયમના નામ ઉપરથી એમ અનુમાન કરવામા આવેછે કે, તે પોર્ટુગીઝ ખ્રિસ્તી સ્ત્રી હતી, પરંતુ કહેવામાં આવેછે કે, અકબરની માને મરીયમ મકાની કહેતા હતા જહાંગીરની માં મરીયમ જમાનીના નામથી પ્રખ્યાત થઇ તે રાજા બીહારીમલની દીકરી અને જયપુરના રાજા ભગવાનદાસની બ્હેન હતી તેના લગ્ન અકબરનો સાથે હીજરી સન ૯૬૮મા સાંભર મુકામે થયા હતા અને ઇ. સ ૧૬૨૩માં તેનું મરણ થયુ હતુ.

"હે ગોયા એક આઇના હર નકશ ઇસકા,
જો કરતા હે ઇબરતકી સુરત નુમાઇ,
જો ચશ્મે હકીકત નગર હો તો દેખો,
નુમાયાં હે અન્જામ દુન્યાએ ફાની."

---

શેખ સલીમ ચીશ્તી, તે સમયના મહાન ઓલીયા રે. અ. સ્થળ માર્ગે મક્કા, એશિયા માઇનર, સિરિયા, તથા બગદાદ આદિ દૂર દેશોમાં યાત્રા કરી છેવટે ફતેહપુર–સીક્રી પાસે એક પર્વત ઉપર નિર્જન ગુફામાં રહી ઇશ્વરોપાસનામાં જીવન ગાળતા હતાં. ઇ. સ. ૧૫૬૪ માં શહેનશાહ અકબરે એક ચઢાઇ પરથી પાછા ફરતાં રસ્તામાં સીક્રી મુકામે શેખના નિવાસ સ્થાનની પાસેજ મુકામ કર્યો અકબર બાદશાહને કાંઇપણ સંતતિ નહિ હોવાથી તે રાત્રી દિવસ તેજ વિષયની ગહન ચિંતામાં નિમગ્ન રહેતો હતો. બાદશાહની અસહ્ય હૃદય વેદનાની જાણ થતાં મહાન ઓલીયા પુરૂષ શેખ સલીમ ચિશ્તીએ દયા લાવીને તેને પુત્ર પ્રાપ્તિનું વરદાન આપ્યું. તેમણે બાદશાહને વરદાન આપેલું હોવાથી બાદશાહે ત્યાં આગળ પર્વત શૃંગપર સુંદર રાજવાડો બંધાવ્યો થોડાક દિવસ પછી બાદશાહને ઘેર પુત્રનો જન્મ થયો. મહાત્માની કૃપા—વરદાનથીજ પોતાને પુત્ર પ્રાપ્તિ થઇ છે. એમ ધારીને બાદશાહે કૃતજ્ઞતા તેમજ ભક્તિને અનુસરીને તે પુત્રનું નામ પણ "સલીમ" રાખ્યું જે સિંહાસનારૂઢ થતાં "જહાંગીર" ના નામથી ઓળખાવા લાગ્યો.

અકબરે ફતેહપુર–સીક્રીને પોતાની રાજ્યધાનીનું સ્વરૂપ આપ્યું. મહાત્મા આશ્રમમાં રહેવાથી પોતાનું

શકતો નથી. તેમ ઉક્ત પ્રાચીન નગરીના વર્તમાન અવશેષો-ખંડિયેરો જોયા વિના તેનો યથાર્થ ખ્યાલ આવવો અસંભવિતછે.

સાંપ્રત સમ્રાટ મહાન પ્રતાપાન્વિત મોગલ શહેનશાહ અકબરની જનશૂન્ય રાજધાની ફતેહપુર સીક્રી પ્રત્યે નજર નાખતાં તે આપણને પોતાની પૂર્વ જાહોજલાલી તથા જનકોલાહલની પુન. સ્મૃતિ કરીને રૂદન કરતું દૃષ્ટિગોચર થાયછે. ત્યાની પુરાતન કાળની કેટલીક ભવ્ય ઇમારતો હાલમાં માત્ર ખડિયરો રૂપેજ વિદ્યમાનછે, પરંતુ આપણી અંગ્રેજ સરકારને હસ્તે તેમાંની કેટલીક ખડિયર ઇમારતોનો જીર્ણોધ્ધાર થતો જાયછે.

મહાન શહેનશાહ અકબરનાં એ કિર્તિસ્થંભ રૂપ નગરની મસ્જીદો, તથા શાહી મહાલયો કેટલેક અંશે સારી સ્થિતિમાં વિદ્યમાન છે. પણ બાકીની બધી ઇમારતો સર્વભક્ષક અનંત કાળના ઉદરમા ક્યારનીયે સમાઇ ચૂકીછે. આ અવનિ ઉપર એક સમયના પોતાના ઐશ્વર્યનો દંભ, શિલ્પ શાસ્ત્રીઓની કાર્યનિપૂણતા અને ભૂતકાળના અર્ધવિલુપ્ત ઇતિહાસના કેટલાક ચિન્હો મૂકતી ગઇછે

કેટલાક ઇતિહાસ કર્તાઓ લખેછે કે પુરાતન સમયમાં સીક્રી એક નાનું સરખું ગામડું હતું હજરત

"આગ્રાદ્વાર" નામનો એક સુંદર અને સુદૃઢ દરવાજો તૈયાર કરવામાં આવ્યો છે. દરવાજાની બંન્ને બાજુએથી ૨૦ ફુટ ઉંચી દીવાલો પર્વત ઉપર બહુ લંબાઇ પર્યંત ચાલી જાયછે ઉક્ત કિલ્લાની અને નગરીની પરિધિ ૭ માઇલની હતી એમ કહેવાય છે. ઉક્ત કિલ્લો એવી તો ખુબીથી બનાવવામાં આવ્યો હતો કે, નગરમાંનુ સૈન્ય કિલ્લા ઉપર સહેલાઇથી ચડી શકે અને તેના અંતિમ ભાગ પાસે આત્મ રક્ષા કરી, શત્રુ પક્ષ, પ્રત્યે ગોળા-ગોળી આદિ ફેંકી શકે. કિલ્લાના એક ભાગમાંથી બીજા ભાગમાં જવું હોય તો જઇ શકાય, એવો માર્ગ પણ કિલ્લા ઉપર તૈયાર કરાવાવમાં આવ્યો હતો. વર્તમાનકાળે એ કિલ્લાનો ઘણો ખરો અંશ જમીન દોસ્ત થઇ ગયો છે કિલ્લા ઉપરાંત પર્વતની બન્ને બાજુએ કેટલીક એવી ઇમારતો હતી, કે તે ઉલઘન કરી કોઇ પણ શત્રુ અકોએક નગરમાં પ્રવેશ કરી શકે નહિ ઉક્ત અટ્ટાલિકાના અવશેષો પણ આજે જ્યાંના ત્યાં પડ્યા રહ્યાં છે

એક કાળે ફતેહપુર-સીક્રી જે મોગલોના ઐશ્વર્યની પ્રદીપ્ત જ્યોતિ મધ્યે પ્રકાશમાન થઈ પોતાની ભવ્યતાનો ગર્વ ધરાવતું હતું તે અત્યારે કાળચક્રના ભ્રમણમાં સપડાઇને ભીષણ અધકારમા બુડી ગયુ. અને તેલ હીન,

તેમજ પોતાના કુટુંબ પરિવારનું કલ્યાણ થશે એ વિચાર મનમાં ઉદ્‌ભવતાંજ પ્રફુલ્લિત થઇ જતો હતો. પરંતુ તેના પુત્ર સલીમના હૃદયમાં પોતાના પિતાની મંગલેચ્છા ઉદ્‌ભવી નહી. તે પોતાની રાજ્યધાની ત્યાંથી થોડેક દૂર લઇ ગયો, ત્યાર બાદ તેના પુત્ર શાહજહાને તો સેંકડો કોસને અંતરે આવેલ દિલ્હીને રાજધાનીનું સ્વરૂપ આપ્યું.

અકબરે ગુજરાત ફતેહ કીધા પછી એ શહેરનું નામ ફતેહપુર-સીક્રી રાખ્યું. તે પહેલાં માત્ર સીક્રીના નામેજ ઓળખાતું ઇતિહાસ પ્રતિધ્ધ ઇ. સ. ૧૫૨૭ નુ યુધ્ધ બાદશાહ બાબર અને ચિતોડના રાણા સંગ વચ્ચે એ સિક્રીના મેદાનમાં થયું હતું. જેમાં રાણા સગને મારવાડનાં બીજા ખડિયા રાજાઓ સહીત ભારે હાર ખમવી પડી હતી

ફતેહપુર-સીક્રીની પર્વતમાળા બહુ ઉચ્ચ નથી, તેમજ એટલી બધી પહોળી પણ નથી માત્ર લંબાઇમાં તે પૂર્વ દિશાથી લઇને દક્ષિણ-પશ્ચિમ દિશા તરફ બહુ દૂર સુધી વિસ્તરીત ગઇ છે. ફતેહપુર-સીક્રીથી એક સીધો, સુંદર, વૃક્ષાદિથી સુશોભિત માર્ગ આગ્રા પર્યંત આવેલોછે. તે માગ ૨૪ માઇલ જેટલોછે જે સ્થળે પર્વત ઉપર ચડવાની શરૂઆત થાયછે તે સ્થળે

"આગ્રાદ્વાર" નામનો એક સુંદર અને સુદૃઢ દરવાજો તૈયાર કરવામાં આવ્યો છે. દરવાજાની બંન્ને બાજુએથી ૨૦ ફુટ ઉંચી દીવાલો પર્વત ઉપર બહુ લંબાઇ પર્યંત ચાલી જાયછે ઉક્ત કિલ્લાની અને નગરીની પરિધિ ૭ માઇલની હતી એમ કહેવાય છે. ઉક્ત કિલ્લો એવી તો ખુબીથી બનાવવામાં આવ્યો હતો કે, નગરમાંનુ સૈન્ય કિલ્લા ઉપર સહેલાઇથી ચડી શકે અને તેના અંતિમ ભાગ પાસે આત્મ રક્ષા કરી, શત્રુ પક્ષ, પ્રત્યે ગોળા-ગોળી આદિ ફેંકી શકે. કિલ્લાના એક ભાગમાંથી બીજા ભાગમાં જવું હોય તો જઇ શકાય, એવો માર્ગ પણ કિલ્લા ઉપર તૈયાર કરાવાલમાં આવ્યો હતો. વર્તમાનકાળે એ કિલ્લાનો ઘણો ખરો અંશ જમીન દોસ્ત થઇ ગયો છે કિલ્લા ઉપરાંત પર્વતની બન્ને બાજુએ કેટલીક એવી ઇમારતો હતી, કે તે ઉલઘન કરી કોઇ પણ શત્રુ અકોએક નગરમા પ્રવેશ કરી શકે નહિ ઉક્ત અટ્ટાલિકાના અવશેષો પણ આજે જ્યાંના ત્યાં પડ્યા રહ્યાં છે

એક કાળે ફતેહપુર સીક્રી જે મોગલોના ઐશ્વર્યની પ્રદીપ્ત જ્યોતિ મધ્યે પ્રકાશમાન થઈ પોતાની ભવ્યતાનો ગર્વ ધરાવતું હતું તે અત્યારે કાળચક્રનાં ભ્રમણમાં સપડાઇને ભીષણ અ ધકારમા બુડી ગયુ. અને તેલ હીન,

જ્યોતિ હીન, એવા પ્રદીપ્તના આધાર સ્વરૂપે તેના જીર્ણ અસ્થિ પજર માત્ર ત્યા પડ્યા રહ્યા હતાં

કેટલાક ઇતિહાસ કર્ત્તાઓ રાજધાનીના ફેરફાર વિષે એવું જણાવે છે કે, તે સ્થાન આરોગ્યતાને હાનિકારક હોઈ ત્યા પાણીની વિશેષ હાડમારી સહન કરવી પડતી હતી

ઉપર જે "આશાદ્વાર" નુ વર્ણન કર્યું તેમા પ્રવેશ કરી તેને પાછળ રહેવા દઇ આપણે પશ્ચિમ દિશામા આગળ વધવુ જોઇએ આશાદ્વારમા દાખલ થયા પછી જે રાજમાર્ગે (સડકે) ચાલવાનુ છે તે રાજમાર્ગ છેક સીધો નથી પણ ધીમેધીમે ચઢાવ વાળો વતો જાયછે કઇક આગળ ચાલતા એક દરવાજો મળેછે જેને "નોબતખાનુ" કહેછે અહી શાહી જમાનામા સવારસાજ નફીરી તથા નગારા વગાડવામા આવતા હતા આગળ જમણી બાજુએ શાહી "ટકશાળ' (Mint) મળેછે તેની સામે "ખજાનુ" (Treasury) છે માર્ગની બન્ને બાજુએ જીર્ણ શીર્ણ પડી ગએલી હવેલીઓની હાર ભૂતકાળનુ સ્મરણ કરી કરૂણ સ્વરે વિલાપ કરી રહીછે એવી રીતે એ આખો માર્ગ પસાર કર્યા પછી એક મનોહર રાજપુરીના દર્શન થાયછે

આ ઈમારત આ કાળે પણ પર્વત પૃષ્ઠને અલંકૃત કરતી અડગભાવે ઉભી રહી છે. તે રાજપુરી રાતા આછા ભૂખરા પત્થર વડે બંધાયલી છે જે જોવાથી જાણે કે આ વિશાળ નિર્જન પ્રદેશમાં કોઈ એક વિધવા મૌનભાવે અંતઃકરણથી શોકનું કરૂણ સંગીત ગાઈ રહી હોય એવો ભાસ થયા વિના રહેતો નથી.

એ રાજપુરીમાં—પ્રવેશકરતાં સર્વ પહેલા એક વિશાળ આંગણું દૃષ્ટિગોચર થાયછે તે આગણું ૩૬૦×૧૮૦ ફુટ જેટલું લાબું-પહોળુંછે તેની પશ્ચિમ દિશામાં મધ્ય સ્થળે અકબરનો વિસ્તૃત "**દિવાને આમ**" (**Hall of Judgment** અથવા **Hall of Public Audience**) કિંવા **દરબારગૃહ** આવેલું છે. અન્ય સર્વ દિશાઓમાં લાલ પત્થર વડે બાંધેલા ભવ્ય પ્રાસાદો સુંદર રૂપે શોભી રહ્યાં છે. દિવાને આમનો ખાસ ઓરડો ૨૩॥ ફુટ લાંબો અને ૧૫ ફુટ પહોળો છે અને તેને ૧૦ ફુટ પહોળો વરંડોછે દિવાને આમથી લગભગ ૬ ફુટ ઉંચાઇ ઉપર કમરા (ઓરડા) છે, તે બેગમોની પરદાદાર બેઠક છે દિવાને આમની અંદરથી નીકળી "**દફ્તરખાના**" મા પહોચાય છે, એ સમ્રાટ અકબરનુ દફ્તરખાનું હતું. તેની સામે અકબરની "**ખાબગાહ**" (**House of**

Dreams ) અને ' મહેલે ખાસ " છે. અદર દાખલ થતાં ડાબી બાજુએ એક બે મજલાની ઈમારત છે જેમાં અકબરનાં રહેવાના ખાસ ઓરડા છે નીચેના ભાગમાં ઘણા તાકો ( ગોખલાં ) બનેલાં છે જેમાં પુસ્તકો, કાગળો અને કીંમતી ચીજો રાખવામાં આવતી રંગીન ફુલ વેલાનુ કામપણ કેટલાક ભાગમાં હાલ જણાય છે. નીચે જળ વહેવાની નીકો તથા જળાશયોની વ્યવસ્થા જોવાથી પૂર્વની સ્થિતિનો કેટલોક ભાસ પ્રાપ્ત થયા વિના રહે તેમ નથી. અંતપુરની ઉત્તર દિશામાં એક જળાશય આવેલુ હતું, જે જળ શુધ્ધ થઇ ને કળદ્વારા ઉંચે ચડતુ અને ત્યાર પછી રાજપુરીમા કળ મારફતે સર્વત્ર પહોચી જતું; આ કળના ચિન્હો અત્યારે પણ જોઈ શકાય છે. આ નગરીને કોઈપણ દુશ્મન એકાએક ઘેરી ન લઇ શકે તેવી રીતે તૈયાર કરવાની અકબરે ભાવના રાખી હતી અને તે માટે તેણે પર્વત ઉપર એક મહાન સુદૃઢ કિલ્લો બાધવાનું પણ શરૂ કરાવેલુ હોય એમ " હાથીપોલ " જોવાથી જણાઈ આવે છે

મહેલની નીચે એક નાની સરખી કોટડી (ઓરડી) છે, જેમા એક હિંદુ ભવિષ્યવેત્તા ( Astrologer ) રહેતો હતો. મહેલે ખાસની છત ઉપર અકબરની "ખ્વાબગાહ" છે એમા પણ રંગીન કામ ઘણુંજ મોહક હતું જે હાલમા કોઇક કોઈક સ્થળે જણાય છે.

મહેલે ખાસની ઉત્તરમાં પાણીનો એક મ્હોટો હોજ છે, એ હોજ પાણીથી ભરેલો રહેતો હતો; મજકુર હોજમા પાણી હાથીપોળ દરવાજાની પાસે વાળી નીકમાં થઇને આવતું હતું.

ઉત્તરમાં છોકરીઓની નિશાળ (Girl School) છે. જેમાં શાહી ખાનદાનની કન્યાઓ કેળવણી લેતી હતી.

ઇશાન ખુણામાં "તુર્કી સુલતાનાનો મહેલ" (સમ્રાટ અકબરની મુખ્ય મહિર્ષી સુલતાના રૂકીયા બેગમનું વિશ્રાંતિ મદિર) છે. જે ઘણોજ ખુબસુરત છે. એ માત્ર એક રૂમ (ઓરડો) છે જેની ચારે તરફ વરંડા છે તેની અંદર જે કીમતી કામછે તે ઘણુંજ ચિત્તાકર્ષક છે.*

---

* એને "ઝોલા તંબોલનનો મહેલ અને કેટલાક લોકો "બેગમ ઇસ્તિબુલનો મહેલ પણ કહેછે પરંતુ અકબરની બેગમોમાં ઇસ્તબુલની કોઈ બેગમ હોવાનો ઇતિહાસિક આધાર નથી. બનવા જોગ છે કે, બેગમ સલીમા સુલતાનાનો મહેલ હોય. સલીમા સુલતાના હુમાયુની બ્હેન ગુલરૂખ બેગમની દીકરી હતી. પહેલાં ખાનખાનાન બેરમખાન સાથે પરણી હતી, અને પાછળથી અકબરની બેગમોમાં દાખલ થઇ હતી, જ્યારે જહાંગીર રાજ્ય કરતો હતો, તે સમયે ૬૦ વર્ષની વયે હીજરી ૯૯૦ અને ઇ સ. ૧૬૧૨મા એનુ મરણ થયુ હતુ તેને તેના પોતાના બાગમાં મોજે મીહાકુર (તાલુકે આગ્રા ફતેહપુરની સડક ઉપર) માં દફનાવવામા આવી હતી (રેહનુમાયે ફતેહપુર સીક્રી પૃ૦ ૩૮)

દિવાને આમની બહાર પૂર્વ-દક્ષિણ ખુણામાં એક હમ્મામ છે; તેનો સંબંધ તુર્કી સુલતાના મહેલ સાથે છે. એ મહેલની દક્ષિણે **"હકીમનું હમ્મામ"** જોવા લાયકછે, અસલમાં એ અકબરનો હમ્મામ હતો; પરંતુ હકીમોના ઘરો તેની પાસે હતા એ માટે તે હકીમના હમ્મામના નામથી ઓળખાય છે.

. મહેલે ખાસની ઉત્તરે એક **"પચ્ચીશી"** (શેત્રંજ) બનેલી છે. (જેવી રીતે આગ્રાના કિલ્લાના સમનબુર્જમાં બનેલી છે.) તેની ઉપર પાસા (ગોટ) ને બદલે લોંડીઓ (દાસીઓ) ને રંગબેરંગી કપડાં પહેરાવી બેસાડવામાં આવતી, અને જેમ પાસા એક ખાનામાંથી બીજા ખાનામાં મુકવામાં આવે છે; તેમ દાસીઓ પાસાને બદલે બીજા ખાનામાં ફેરવાઈ જતી. ચોકની ઉત્તરે **"દિવાને ખાસ"** **(Council Chamber)** છે. તેને 'એક થંભા' એટલે એક સ્તંભની ઇમારત પણ કહે છે. દિવાને આમ એક અજબ જેવી ઇમારત છે. બહારથી બે મજલાની ઇમારત જણાય છે; પરંતુ અંદરથી જોતાં જમીનથી ટોચ સુધી ખુલ્લી પણ બચમાં એક ભવ્ય અને સુંદર સ્તંભની ઉપર ઉભી છે. એ સ્તંભ ઉપર સોનેરી નકશીદાર કામ હતું. સ્તંભની વચ્ચેની જગ્યા ઉપર અકબરનો તખ્ત રહેતો; અને ચાર વજીરો (પ્રધાનો)

ચાર ખુણે બેસતાં, અમીર ઉમરાવો નીચે ઉભા રહેતાં. આ દિવાનખાનામાં દર શુક્રવારની રાત્રે વિદ્યા તેમજ ઇશ્વરજ્ઞાન સંબધી ( **Literary** અને **Theological** ) બાબત પર વાદવિવાદ ચાલતો જેમાં અકબર પણ ભાગ લેતો.

દિવાને ખાસની પાસેજ પશ્ચિમ બાજુએ એક બીજી ઇમારત છે, જેને "**આંખ મીચોલી**" (**Hide and Seek House**) કહેછે. કહેવામાં આવે છે, કે શાહ અકબર મહેલની સ્ત્રીઓ સાથે અહીંથી આંખ મીંચામણી રમતો હતો, પરંતુ એ બાબત કઇ માનવાગ્ય આવતી નથી. ઇમારતની બાંધણી ઉપરથી કોઇએ ઉપજાવી કાઢેલી વાત કરતાં વધારે સત્ય એમાં લાગતુ નથી, પરંતુ ઇમારતની બાંધણી ઉપરથી રત્ન ભડાર અથવા કીમતી વસ્તુઓનું સંગ્રહ સ્થાન છે, એમ અનુમાન થાય છે. આંખ મીચોલીની પાસેજ "**દવાખાના**" (**Hospital**) ની ઇમારત છે. હોસ્પીટલની દક્ષિણે "**પચમહેલ**" નામની ઇમારત છે. આ પચમહેલનો દરેક માળ માત્ર થાંભલાઓ ઉપર નિર્મેલો છે, અને પ્રત્યેક બીજો માળ પહેલા માળ કરતા સ્હેજ ન્હાનો છે તથા છેવટનો મજલો તો ન્હાનો છે. બરાબર ધ્યાન રાખી જોતા દરબારી

સ્ત્રીઓનું વિશ્રાંતિ સ્થાન હોય એમ જણાય છે. એ ઇમારત ઘણી ભવ્ય અને આકર્ષક છે, તેમાં ચડવાની નીસરણી મહેલે ખાસની અંદરથી છે. શરૂઆતમાં એ ઇમારતનાં દરેક મજલાની ચારે તરફ પત્થરની જાળીઓ લગાવી જુદા જુદા ઓરડા બનાવવામાં આવ્યા હતાં. એ ઇમારતના સ્તંભો જોવા લાયક છે કારણ કે, તેની બનાવટમાં હિન્દુ અને મુસલમાન કારીગરીનું મિશ્રણ છે. નીચેના મજલાની લંબાઇ ૭૨ ફુટ અને પહોળાઇ ૫૮ ફુટ છે, અને તેમાં ૮૪ સ્તંભો છે. બીજા મજલામાં ૬૫, ત્રીજામાં ૨૦, ચોથામાં ૧૨ અને પાંચમામાં માત્ર ૪ સ્તંભો છે; અને મથાળે ઘુમટ લટકે છે

ખાસ મહેલની પશ્ચિમમાં એક બીજો દરવાજો છે તેમાં થઇને મરીયમનાં મહેલમાં દાખલ થવાય છે. એ બે મજલાની ઇમારત છે, એને **"મરીયમ જમાનીનો મહેલ"** કહે છે. મરીયમ જમાની જહાંગીરની માનું નામ છે. * આખી ઇમારતમાં રંગીન કામ ઘણુંજ સુંદર

* મરીયમ જમાની બેગમ (એના અસલ નામ ઉપર પડદો પડેલો છે.) એ રાજા બીહારીમલની પુત્રી અને મીરઝા રાજા માનસીંગની ફોઇ તથા બાદશાહ જહાંગીર (સલીમ) ની મા થાય છે. (રહેતુમાયે ફતેહપુર સીક્રી પૃ. ૫૦)

મરીયમ જમાનીના મહેલને "Sonahra Makam or *Golden House*" પણ કહેછે.

બનેલું હતું; જેની ઝાંખી કોઈ કોઈ જગ્યાએ હાલ નજરે પડે છે. કહેવામાં આવેછે કે, ફીરદોશીના શાહનામાને લગતાં દરેક બનાવનાં ચિત્રો એ ઇમારતમાં ચીતરવામાં આવ્યાં હતાં મરીયમ જમાનીના સંબધમાં કહેવામાં આવેછે કે, તે ખ્રિસ્તી (**Christian Lady**) હતી. પરંતુ *"અર્જેતાજ" નો કર્તા લખે છે કે, એ અનુમાન છે તે રાજા બીહારીમલની દીકરી અને જયપુરના રાજા ભગવાનદાસની બ્હેન હતી. ઇમારતની બાંધણી ઉપરથી અનુમાન થાય છે કે, મરીયમ જમાનીને બદલે એ મહેલમાં અકબરની પહેલી બેગમો પૈકી ઇરાની બેગમ રહેતી હશે.। એ ઇમારતની લંબાઇ ૬૦ ફુટ અને પહોળાઇ ૪૮ાા ફુટ છે

મરીયમ જમાનીનાં મહેલની પશ્ચિમ અને દક્ષિણ વચ્ચે **"જોધબાઇનો મહેલ"** છે; પરંતુ એ મહેલને શરૂઆતથી જોધબાઈ સાથે સંબંધ નથી. કારણ કે, જોધબાઇ જહાંગીરની રાણી હતી. × એ મહેલની

---

* "અર્જેતાજ" નામનુ ઉર્દુ પુસ્તક—કર્તા—વાહેદયાર ખાન B. A પૃષ્ટ ૪૬ અને ૫૧

। સમ્રાટ અકબરને દશ સ્ત્રીઓ હતી (સમ્રાટ અકબર પૃ. ૧૮૬)

× જોધબાઇ (માનમતી)—જોધપુર નરેશ મહારાજા ઉદયસિંહની પુત્રી હતી. હીજરી ૯૯૪ અને ઈ. સ. ૧૫૮૫ માં જહાંગીર

બાંધણી બીલકુલ હિંદુ ઢબની છે. મરીયમના મહેલને બદલે મરીયમ જમાની એટલે જહાંગીરની મા એ મહેલમાં રહેતી હશે; કારણકે જહાંગીરનો જન્મ અકબરને ફતેહપુર સીકી જેવાનું કારણ રૂપ છે. વિચાર કરવાથી જણાય છે, કે જહાંગીરની માને માટે સર્વથી પહેલાં મહેલ તૈયાર થયો હશે, કેમકે જહાંગીર પાટવી કુંવર પણ હતો માટે તેની માતાનો મહેલ સર્વથી ભવ્ય અને સુંદર પણ છે. એ મહેલથી પહેલા ખાસ મહેલ સુધી પરદાદાર રસ્તો બનેલો હતો ઉત્તરે બીજે સ્નો હરણ મીનાર સુધી ચાલ્યો ગયો છે.

---

(સલીમ) સાથે લગ્ન થયા, અને હીજરી ૧૦૦૦ (ઈ સ ૧૫૯૧) મા જોધબાઇના પેટે શાહજહાન નો જન્મ થયો તા ૩૦મી રબીઉસ્સાનીની હીજરી ૧૦૨૮ (ઈ સ ૧૬૧૮) ના રોજ જોધબાઇ મરણ પામી હતી. (રેહનુમાય ફતેહપુર સીકી પૃ ૫૯-૬૦)

જોધબાઈ—જોધપુરના રાજા ઉદેસીંગની પુત્રી હતી (મોહબ્બતે તેમુરીયા ભા ૨ પૃ ૧૧)

ઉપરાંત અંબરદેશાધિપતિ રાજા ભગવાનદાસે, બિકાનેરના રાજા રાયસિંહે, તેના ભત્રીજા કેશુદાસે, રાજા માનસિંહના પુત્ર જગતસિંહે, જેસલમીરના રાજા રાવળ ભીમે તથા બુંદેલ ખંડના રાજા રામચંદ્ર વાઘેલા વગેરેએ પોતાની પુત્રીઓના લગ્ન કુમાર સલીમ (જહાંગીર) સાથે કર્યાં હતાં.

(સમ્રાટ અકબર પૃ. ૨૮૩)

"જોધબાઇનો મહેલ" ફતેહપુર સીકીની ઈમારતોમાં એવો છે જે આજકાલની ઇમારતોને મળતો છે અને જોતાં એમ જણાય છે, કે બેશક એ રહેવાનુ મકાન છે. બાકી ઇમારતો માટે લાબો ખ્યાલ દાડાવ્યા છતાં સમજવામા આવતું નથી કે, તે વખતે રહેવાની રીત કયા પ્રકારની હશે જોધબાઇનો એ મહેલથી સંબધ બતાવવામાં આવે છે તે એવી રીતે કદાચ બની શકે કે, અકબર પછી જહાંગીર ફતેહપુર સીકીની સહેલ કરવા અથવા દરગાહની જયારત (દર્શન) કરવા આવતો હશે; તે વખતે તેની બેગમ જોધબાઇ એ મહેલમાં રહેવાનું વધારે પસદ કરતી હશે કારણુ કે તેનો સંબંધ એ મહેલ સાથે પાછળથી થયો છે અને સવસાધારણ વર્ગને તે વાત યાદ રહી ગઈ છે. એટલે જોધબાઇના મહેલના નામથી હાલ એ ઇમારત ઓળખાય છે

મહેલની અંદર "ડેવઢી" મા પહેરેગીરની ઓરડી છે અને ચોક ૧૭૯ ફુટ લાબો તથા ૧૬૨ ફુટ પહોળો છે દરવાજાની સામેની દિશાએ એટલે પશ્ચિમ તરફ "મદિર" હતુ. મહેલથી લાગેલો બહારની બાજુ ઉત્તરે 'હવા મહેલ" છે તેના જવાબમા દક્ષિણ દિશાએ હમ્મામ (Bath Room) છે. એ મહેલની

છત કગુરાદાર અને ઉપર લીલા રંગની ચીનીવાળા ખપરેલ છે બીજી ઈમારતોની છત તદ્દન સપાટ છે

જોધબાઈના મહેલથી લાગેલુજ "શુતરખાના" (Camel Stables) એટલે ઉંટો બાધવાની જગ્યા છે તેની આગળ "અસ્તબલ" એટલે ઘોડા બાધવાનો તબેલો છે શુતરખાનાની લબાઇ ૨૨૦ ફુટ અને પહોળાઇ ૨૫ ફુટ છે ઘોડાના તબેલાની લંબાઈ ૨૯૮ ફુટ અને પહોળાઈ ૧૨૪॥ ફુટ છે, તબેલામા ૫૫ ઘર છે દરેકમા બે ઘોડા બાધવાની જગ્યા છે એવી રીતે ૧૧૦ ઘોડા બાધી શકાતા અસ્તબલની ઉત્તરે "બીરબલની દીકરીનો મહેલ" અથવા **બીરબલનો મહેલ** છે. રાજા બીરબલનુ એ માળવાળુ ગૃહ બહુજ સુંદર દેખાય છે. 'કિન' સાહેબે લખ્યુ છે કે, "આ પાષાણ નિર્મિત ગૃહનુ કોતર કામ એવું તો મનોહર છે કે, મને તો એમજ લાગે છે કે, જે કારીગરો હાથી દાંત ઉપર વિવિધ નકશી કામ કરી પ્રેક્ષકોને મુગ્ધ કરે છે તેમણે પોતેજ આવીને આ પ્રાસાદ નિર્માણ કરેલો હોવો

નિયુક્ત થઈ, ક્રમે ક્રમે પોતાના અસામાન્ય ગુણોને લીધે બે હજાર સેનાના સેનાપતિની પદવીએ પહોંચ્યો, અને અકબરના દરબારમાં ઉજ્જવળ રત્ન રૂપે લેખાતો હતો ઉક્ત કવિવરે ઇતિહાસમાં રાજા બીરબલના નામથી પ્રસિદ્ધિ મેળવી છે. પઠાણો સાથેના એક વિગ્રહમાં તે માર્યો ગયો. તેના મરણથી અકબરને સખ્ત આઘાત થયો હતો.

ઉક્ત મહેલને બીરબલ સાથે સંબંધ બતાવવામાં આવે છે, જે ઇ. સ ૧૫૭૨માં તૈયાર થયો હતો. પરંતુ એ વાત પ્રમાણ સિદ્ધ નથી કે બીરબલની દીકરી તેમાં રહેતી હતી. ધારવા મુજબ અકબરની એકાદ બેગમનો મહેલ છે. કારણ કે પહેલાં તો એ વાત માનવામાં આવતી નથી કે બીરબલને જનાનખાનાની પાસે જગ્યા આપવામાં આવે, ઉપરાંત અબુલફઝલ અને ફૈઝીનાં મકાનોથી પણ ઉત્તમ કારીગરીનો મહેલ બીરબલનો હોઇ શકે ? શરૂઆતમાં બેગમોનાં મહેલો તૈયાર થયાં હશે; અને એ પણ તે પૈકી એક છે ફરગ્યુસન સાહેબનો અભિપ્રાય છે કે, "બીરબલની દીકરી અકબરની બેગમોમાં હતી." પરતુ અબુલ ફજલે એ વાત કોઇ જગ્યાએ લખી નથી એથી સિદ્ધ થાય છે કે અકબરે બીરબલની દીકરી સાથે લગ્ન કર્યાં નથી. *

* અજંતાજ પૃ૦ ૫૩

બીરબલ મહેલ બે મજલાની ઇમારત છે, અને તેની બાંધણી ઉપરથી હિન્દુ કારીગરોએ તૈયાર કરેલો હોય એમ જણાય છે. પરંતુ સજાવટ અરબી અને ઇરાની ઢબની છે; તેથી પણ સિધ્ધ થાય છે કે, એ ઇમારત કોઇ હિન્દુ રાજા અથવા તેની દીકરી માટે બનાવવામાં આવેલી નથી. બીરબલ મહેલની પશ્ચિમમાં ઉત્તર બાજુની દિવાલના કમ્પાઉન્ડમાં એક નાની સરખી મસ્જીદ છે. જેનું નામ "નગીનામસ્જીદ" છે. એ બેગમોની મસ્જીદ છે, અને જનાના માર્ગની એક મહેરાબ (તોરણ)ના રસ્તે તેમાં દાખલ થવાય છે. તેનો ચોક (આગણું) ૫૩ ફુટ લાંબો અને ૪૩ ફુટ પહોળો છે. પરંતુ દક્ષિણ તરફ હાલ ખુલ્લું છે. ઉત્તરે '**ડેવઢી**' છે. જયાંથી હાથીપોલ દરવાજો દેખાય છે.

મસ્જીદની પશ્ચિમ બાજુએ એક "**લંગરખાનું**" (સદાવ્રત ગૃહ) છે. પરંતુ તેમાં જોવા લાયક કાંઇ નથી. અહીંથી આગળ ચાલતા ડાબા હાથ ઉપર કેટલીએક ખંડિયેર ઇમારતો દૃષ્ટિગોચર થાયછે, જેનું મુખ બીરબલ મહેલ તરફ છે. તેની બીજી બાજુએ ઉપર જે જળાશયનું વર્ણન કરી ગયા છીએ તે છે.

બીરબલ મહેલની પાસેથી એક સડક નીચે તળાવસુધી ચાલી ગઇ છે. એ સડક "હાથીપોલ" દરવાજા (**Elephant Gate**) માં થઇને જાય છે. એનું નામ હાથીપોલ એટલા માટે રાખવામાં આવ્યું છે કે, દરવાજાની બંને તરફ ૧૨॥ ફુટ ઉંચાઇની બેઠક ઉપર બે હાથી બનાવેલાં હતાં. હાથીઓની ઉંચાઇ ૧૩ ફુટ હતી; અને બંને હાથીની સુંઢોને દરવાજાની મહેરાબ (તોરણ) ઉપર મેળવી દીધી હતી એ હાથી ભાંગી તુટી સ્થિતિમાં હાલ નજરે પડે છે.

હાથીપોલ દરવાજો ૪૮ ફુટ લાંબો અને ૩૭ ફુટ પહોળો છે, પશ્ચિમ બાજુએ ૪૯ ફુટ અને પૂર્વ તરફ ૨૯ ફુટ ઉંચો છે એ દરવાજાની એક બાજુએ એક ઇમારત છે, જેને "**કબુતરખાના**" કહેવામાં આવેછે પરંતુ એ ઇમારત લડાઇનો દારૂગોળો વિગેરે રાખવાની (**Magazin**) જગ્યા હશે તેમાં ઘણાં ઘણાં કાણાં દેખાય છે એટલે તેને કબુતરખાના કહેવામાં આવ્યું હશે.

બીજી બાજુએ એક બુર્જ (દુર્ગ) છે જેને "સંગીન બુર્જ" કહેવામાં આવે છે. અકબરે આ ઠેકાણે એક કિલ્લાનો પાયો નાંખ્યો હતો. પરંતુ તે અપૂર્ણ

રહ્યો હતો; કારણકે તે ફતેહપુર સીક્રી છોડી આગ્રે ચાલ્યો ગયો હતો.

હાથીપોલથી આગળ સડકમાં ઘણો ઢાળ છે એકદમ નીચે ઉતરતી સડક ચાલી ગઈ છે. અને ડાબા હાથ ઉપર એક મોટો કમ્પાઉન્ડ નજરે પડે છે. જેને "કારવાનેસરા" (સોદાગરોના કાફલા માટેનુ મુસાફરખાનુ') કહે છે. 'હાલ એ ઇમારત ઘણીજ જીર્ણ-શીર્ણ સ્થિતિમા છે તેનો ચોક ૩૪૧ ફુટ લાંબો અને ૨૭૧ ફુટ પહોળો છે દરવાજો બે માળનો હોઇ ઘણોજ સુંદર છે દરવાજાની મહેરાબ (તોરણ) માં પલાસ્તરનુ કામ ઘણુજ મોહક છે

કારવાને-સરાની પૂર્વમા અને સગીન બુર્જથી લાગેલી એક બે મજલા ઇમારતની હરોળ છે તેની લબાઈ ૩૫૦ ફુટ અને પહોળાઇ ૫૦ ફુટ છે નીચેનો ભાગ ઘોડાનો તબેલો (Stables) છે ઘોડા હાથીપોલ દરવાજાથી નીકળી સડક પરથી એક દરવાજામા દાખલ થતા હતા, (જે હાલમા નથી) ત્યાથી કારવાને સરાની છત ઉપર થઇ "અસ્તબલ" મા આવી જતા હતા બીજા મજલાની ઉપર-દક્ષિણ-પશ્ચિમ ખુણામા એક લાગી

તુટી ઇમારત છે, જેમાં અસ્તબંલનો દારોગો (ઓફિસર) રહેતો હતો.

સરાની ઉત્તર બાજુએ એક મિનાર છે, જેને "હરણમિનાર" * (**Deer Tower**) તરીકે ઓળખવામા આવે છે પરંતુ અસલ નામ 'હરમ-મિનાર' છે, જેનો અપભ્રંશ શબ્દ થઇ હરણ મિનાર થઇ ગયુ છે અહિં જનાના પરદાને રસ્તે બેગમો શિકારની રમત જોવા આવતી હતી. એ મિનાર એક ચબુતરા ઉપર બનેલો છે. ચબુતરો (વેદી) ૭૨ ચોરસ ફુટ છે ' અને ઉંચાઇ ૧૦ ફુટછે) વચમા બીજો ચબુતરો ૪ ફુટ ઉંચો અને વચ્ચેનો વ્યાસ ૩૮ ફુટ છે. તેની ઉપર ૬૬ ફુટ ઉંચો મિનારો છે. ઉપર હાથી દાંત લગાવવામાં આવેલા છે. એ મિનાર અત્યત મિનોહર જણાય છે. 'સંધ્યા સમયના રવીનારાયણના રક્તવર્ણ કિરણો તેની ઉપર પડતા તેનું પ્રતિબિંબ થઇ એવું નયન મનોહર તથા મનરંજક દ્રશ્ય રજુ કરેછે કે, ત્યાંજ ઉભા રહી તેને નિહાળ્યા કરવાનું મન થઇ આવેછે

* હરણમિનાર સબધી ઘણી દત કથાઓ છે જેમાથી એક એવી પણ છે કે, શહેનશાહ અકબરનો ખાસ હાથી મરી જવાથી તેની યાદગીરી તરીકે તેની કબર ઉપર એ મિનાર બનાવવમાં આવ્યો હતો (રહેનુમાએ ફત્તેહપુર-સીક્રી. પૃ. ૮૯)

તેની પશ્ચિમ દિશા તરફ એક "જામે મસ્જીદ" બનેલી છે, જેના વિષે એમ કહેવામાં આવેછે કે, સમસ્ત ભારતવર્ષમાં એ મસ્જીદ સૌંદર્ય શ્રેષ્ટતામાં અદ્વિત્ય છે. તે ઇ. સ. ૧૫૭૧માં બંધાયેલી છે, અને મક્કાની મસ્જીદના નમુના પ્રમાણે બાંધવામાં આવેલી કહેવાય છે. મસ્જીદની સજાવટમાં હદ કરી દીધીછે.

અકબરના સમયમાં એ મસ્જીદમાં ઘણીવાર ધાર્મિક વાદવિવાદ થતો. અત્રેજ મુલ્લાઓએ એક નવીશ્તા (લખાણુ) ઉપર સહીઓ કરી આપી હતી જેમાં અકબરને ધાર્મિક પેશવા (ખલીફા) તરીકે કબુલ કર્યો હતો. એ વખતે અકબર મજહબે ઇલાહીનો ખુતબો પઢવા મસ્જીદના મીમ્બર ઉપર ઉભો હતો અને ત્યાંથી માત્ર ત્રણુ શએર પઢયા અને પછી અવાજ નીકળવા પામ્યો નહિ છેવટે મીમ્બર ઉપરથી ઉતરી પડયો અને મસ્જીદના ઇમામને ખુત્બો પઢવા ભલામણુ કરી. એ ખુત્બો ફૈજીએ લખ્યો હતો.

જેવી રીતે મસ્જીદ સુંદર છે તેવોજ તેનો દરવાજો પણુ ભવ્ય અને સુંદર છે. એ દક્ષિણુ બાજુએ છે તને બુલંદ "દરવાજો" કહે છે.

તેની પશ્ચિમ દિશા તરફ એક "જામે મસ્જીદ" બનેલી છે, જેના વિષે એમ કહેવામાં આવેછે કે, સમસ્ત ભારતવર્ષમાં એ મસ્જીદ સૌંદર્ય શ્રેષ્ટતામાં અદ્વિત્ય છે. તે ઇ. સ. ૧૫૭૧માં બંધાયેલી છે, અને મક્કાની મસ્જીદના નમુના પ્રમાણે બાંધવામાં આવેલી કહેવાય છે. મસ્જીદની સજાવટમાં હદ કરી દીધીછે.

અકબરના સમયમાં એ મસ્જીદમાં ઘણીવાર ધાર્મિક વાદવિવાદ થતો. અત્રેજ મુલ્લાઓએ એક નવીરતા (લખાણ) ઉપર સહીઓ કરી આપી હતી જેમાં અકબરને ધાર્મિક પેશવા (ખલીફા) તરીકે કબુલ કર્યો હતો. એ વખતે અકબર મજહબે ઇલાહીનો ખુતબો પઢવા મસ્જીદના મીમ્બર ઉપર ઉભો હતો અને ત્યાંથી માત્ર ત્રણ શએર પઢયા અને પછી અવાજ નીકળવા પામ્યો નહિ છેવટે મીમ્બર ઉપરથી ઉતરી પડયો અને મસ્જીદના ઇમામને ખુતબો પઢવા ભલામણ કરી. એ ખુતબો ફૈજીએ લખ્યો હતો

જેવી રીતે મસ્જીદ સુંદર છે તેવોજ તેનો દરવાજો પણ ભવ્ય અને સુંદર છે એ દક્ષિણ બાજુએ છે તને બુલંદ "દરવાજો" કહે છે

એ દરવાજો પર્વતની ઉપર ૧૩૦ ફુટ જેટલો ઉચો છે. ફરગ્યુસન સાહેબ કહેછે કે,–"પૃથ્વીની સપાટી ઉપર ઉભા રહીને આ દ્વારનું નિરિક્ષણ કરીએ છીએ ત્યારે તે એવો તો સુંદર લાગેછે કે ઘણું કરીને પૃથ્વીના કોઈ પણ ભાગમાં એના જેવો સુંદર પ્રવેશ–માર્ગ કિંવા દરવાજો નહિં હોય"!

અકબરે ખાનદેશ જીતવાની યાદગીરી તરીકે એ વિજય પ્રદર્શક દરવાજો ઉભો કરેલોછે. તેની ઉપર ઉભાં રહેતા આખું ભગ્ન નગર દૃષ્ટિ ગોચર થાયછે. પ્રવેશ દ્વાર ઉતરતી અર્ધ વર્તુલાકાર કમાનના સંબંધમાં એટલુંજ જણાવવું બસ થશે કે, શિલ્પકારોએ તેની રચના તેમજ તે ઉપર અરબી અક્ષરો કોતરવામાં પોતાની સર્વ નૈપુણ્યતા અને સૌંદર્ય પ્રિયતાનો અત્યંત ઉચિત શ્રેષ્ટ પરિચય કરાવી આપ્યો છે.

મસ્જીદના ચોક વિષે સુપ્રસિદ્ધ પાદરી સાહેબ પોતાના "હિંદુસ્તાનના પ્રવાસમાં" પ્રસ્તુત ચોક વિષે ઉલ્લેખ કરતા જણાવેછે કે, "આવો વિસ્તૃત ચોક ઓક્સ ફર્ડ કિંવા કેંબ્રીજના વિશ્વવિદ્યાલયોમાં પણ જોવામા આવતો નથી"

બુલંદ દરવાજાની બન્ને બાજુએ સમ્રાટ અકબરે પત્થરમાં કેટલાક સુંદર વાક્યો કોતરાવ્યાં છે. એક તરફ એવા આશયનુ વાક્ય કોતરવામાં આવ્યું છે કે "ઇસુએ કહ્યું છે કે, પૃથ્વી એ એક માત્ર પૂલ છે, તેને પાછળ રહેવા દઇ તમે તે પૂલને ઓળંગીને આગળ ચાલ્યા જાઓ. પૃથ્વી રૂપી સેતુ ઉપર આમોદ-વિનોદાર્થે ગૃહ બંધાવશો નહીં. જો એક ક્ષણવાર પણ પૂલ ઉપર વિરામ લેવા બેસશો તો ચિરકાળને માટે ત્યાંજ બેસી રહેવું પડશે. આ જીવન ક્ષણભંગુર છે. પ્રભુ સેવા અર્થે એ જીવનનો સદુપયોગ કરો! કારણ કે, પર જીવન કેવું છે તેની કોઇને ખબર નથી."

દ્વારની બીજી તરફ આ પ્રમાણે એક પદ કોતર વામા આવ્યુ છે—"પ્રાર્થનાની શરૂઆત કર્યા પછી જો ચિત્ત અન્ય દિશામાં ગતિ કરે તો તે ઉપાસનાનું યથાર્થ ફળ પ્રાપ્ત થાય નહીં કારણ કે એ ઉપાસનાથી વિમુખ થએલો જીવ ઇશ્વરથી વિશેષ ને વિશેષ દૂર થતો જાય છે. દરિદ્ર અને દીન મનુષ્યોને જે કાઇ તમે દાન રૂપે આપી શકશો તેજ તમારૂ ઉત્કૃષ્ટ સબલ (માર્ગનું ભાતુ) છે. જે મનુષ્ય આ લોકનાં સુખ-વૈભવોને બદલે પરલોકના સુખને માટે પરોપકારી પ્રયત્નો કરે તેજ યથાર્થ

વ્યવહાર કુશળ વ્યવસાયી છે. ઈશ્વરને જે કાર્ય પ્રિય લાગે તે કાર્ય આપણે કરવું; એજ ઇશ્વર પૂજનો સર્વોત્તમ માર્ગ છે."

મસ્જીદના ચોકની પૂર્વે વચ્ચમાં એક બીજો દરવાજો છે જેને "બાદશાહી દરવાજો" કહે છે કેમકે અકબર મહેલથી નીકળી એજ દરવાજાને રસ્તે મસ્જીદમાં દાખલ થતો હતો. એ દરવાજાની ઉંચાઇ ૪૩।। ફુટ છે; પરંતુ એ ઉંચાઇમાં ઉપરના બુરૂજોની ગણત્રી નથી.

બુલંદ દરવાજાની સામે ઉક્ત મસ્જીદના આંગણામાં **"શેખ સલીમ ચિશ્તી રે. અ. નું સમાધિ મંદિર"** શિલ્પકારોની કાર્ય નિપુણતાના પ્રથમ દૃષ્ટાંત રૂપછે. એ ભવ્ય સમાધિ મંદિર અત્યંત ચિત્તાકર્ષક છે. શ્વેતમરમરના અતિ આકર્ષક ઓરડા વચ્ચે શ્વેત સંગેમરમરની કબરનાં દર્શન થાયછે. કબરની આસપાસ મારબલની કોતરકામની લેસ માફક જાળી અને ઉપર બ્લુ વગેરે રંગની રેશમી ચાદર સુંદરતામાં વધારો કરેછે.

શેખ સલીમ ચિશ્તી (રે. અ.) ઇ. સ. ૧૫૭૧ માં મરણ પામ્યા હતાં. અને તેમની કબર ઉપર ઇ. સ. ૧૫૮૧ માં અકબરે એ મકબરો (સમાધિ-મંદિર) બંધાવ્યો

હતો. મકબરા ઉપર મંદિર નિર્માણ કર્યાની તેમજ શેખની મૃત્યુની તારીખ કોતરેલી છે. ઘણા લોકો શેખના મકબરા પર આવી, મુરાદ માટે ચાદર વિગેરે અર્પણ કરવા બાધા લેછે. કિલ્લાની બીજી જગ્યાઓ કરતા શેખ સાહેબની છીપથી મઢી લીધેલી કબર જોવાને મુસાફરો ઘણાં આવે છે. એવી બનાવટની ખુબી આગ્રા અથવા દિલ્હીની એક પણ કબરમાં નથી. કબરની ચાર બાજુ મારબલનાં કોતર કામનાં કઠેરા અને ચાર ખુણે સ્તંભ ઉપર એક છત્ર (**Canopy**) કારીગરોની બુધ્ધિનો નમુનો છે. છત્ર અને સ્તંભની કારીગરી નોંધ કરવા લાયકછે. બન્ને તમામ મોતીની છીપ (**Mother of Pearl**) જડિત છે. એકાદ બે દિવાસળીની રોશનીથી છીપ મોતીની માફક ચમકે છે. જે માણસાઇ કારીગરી માટે ખરેખર આફ્રીન કરવા લાયક છે. કેપ્ટન 'લીઓપોલ્ડ વૉન ઑરલીક' એને રંગીન પથ્થરોની ફલોરેન ટાઇન ઢબ ઉપર બાંધેલી અને એક સુંદર જવાહીરના (રત્નના) દાબડા મીસાલ ગણેછે *

આગ્રાની પુરાતન ઇમારતોમાં તાજ મહેલ અને શેખની કબર સર્વોત્તમ છે.

* Travels in India by Cap. Leopold Von orlich vol II P. 66 (આગ્રા દીલ્હી.)

"The Glory Hohever of Futchpore sikri is its Mosque which is hardly surpassed by any in India"—

શેખ સલીમ ચિસ્તી (રે. અ.) ને કેટલાક પુત્રો-પુત્રી હતાં, તેમાંથી કેટલાક શાહી સમયમાં મોટા મોટા હોદ્દા ઉપર હતાં. શેખ સાહેબનાં નબીરાં ઇસ્લામ ખાન* બંગાળના ગવરનર પણ રહી ચુકયા હતાં. તેમના લગ્ન અબુલ ફ્જલની બ્હેન લાડલી બેગમ સાથે થયાં હતાં. હીજરી ૧૦૨૨માં તેમનું મરણ થયુ. તેમનો મકબરો શેખ સાહેબના મકબરાની પૂર્વ બાજુએ છે. જે લગભગ ૫૦૦ ચોરસ ફુટ છે, તેની ઉંચાઇ ૭૦ ફુટની છે. અંદર ઇ. સ. ૧૫૭૧માં બાંધેલી સફેદ સંગે મરમરની કબરછે અને મકબરા ઉપર ત્રણ મારબલી ઘુમટ શોભે છે.

આજુબાજુ બીજી પણ ઘણી કબરો જોવામાં આવેછે. એ શેખ સાહેબના ખાનદાનના માણસોની છે.

સમાધિ મંદિરની ચતુર્દિશામાં અન્ય અમીર ઉમરાવોના મહાલયો જીર્ણાવસ્થામા પણ પોતાનું અસ્તિત્વ ટકાવી રહ્યા છે.

---

—History of Indian and Eastern Architure by James Fergusson P. P. 579-80 (આગ્રા દીલ્હી)

* એમનુ અસલ નામ શેખ અલાઉદ્દીન હતું શેખ બદરૂદ્દીનનાં પુત્ર અને શેખ સલીમ ચીશ્તી રે અ ના પૌત્ર (દીકરાના દીકરા) થાયછે

મસ્જીદની ઉતર-પશ્ચિમ બાજુએ "અબુલ ફજલ અને ફૈઝી"ના મકાનો છે, તેની સુંદરતા નષ્ટ થઇ ચુકીછે. સ્તંભો ઉપર સોનેરી કામ બાકી રહેલું જણાય છે. હાલમાં એ મકાનોમાં ગામનાં બાળકોની નિશાળ ચાલેછે.

મસ્જીદની પશ્ચિમે એક નાની જેવી મસ્જીદ છે. જે શિલ્પકારોએ શેખ સાહેબ માટે ફતેહપુર-સીક્રી રાજધાની થવા પહેલાં બનાવી દીધી હતી. એ મસ્જીદ "સંગતરાશોની મસ્જીદ" (**Stone Cutters Mosque**) ના નામે ઓળખાયછે.

એ મસ્જીદની ઉત્તરે "હુજરો" (નિવાસ સ્થાન) છે. જેમાં શેખ સાહેબ શરૂઆતમાં આવી મુકામ કરી રહ્યાં હતા. એની પાસે અને જામે મસ્જીદની દક્ષિણ-પશ્ચિમ બાજુએ એક ટુટેલું મકાન છે. જેનું નામ "રંગમહેલ" છે એની અંદર તે કોઠડી છે; જેમાં જહાંગીર જન્મ્યો હતો. એ મહેલમાં શેખની "ચિલ્લાગાહ" (ભકિત સ્થાન) પણ છે.

જે બુલંદ દરવાજાનું વર્ણન કરી ગયા છીએ તે દરવાજાની પાસે પત્થરના પગથીઆની એક નીસરણી

આવેલી છે. એ નીસરણી દ્વારા નીચે ઉતરી તળેટીમાં દાખલ થતાં તરતજ બહારનો દેખાવ નજરે પડેછે. એ બજાર અત્યારે સમૃધ્ધિ હીન અને જનહીન જણાયછે. અબુલ ફ્જલે લખ્યુ છે કે "એ તળેટીમાં પૂર્વોક્ત કિલ્લાની અંદર અનેક સુંદર મહેલો તથા ઉદ્યાનો બધાવવામાં આવ્યાં હતાં." આજે એ સઘળુ ભાગી તૂટી ગયું છે. ફ્તેહપુર–સીક્રીનુ સમસ્ત સૌંદર્ય એકમાત્ર સમ્રાટ અકબરનેજ આભારી હતુ"

બુલંદ દરવાજાની પશ્ચિમે એક જળાશય (પાણીની વાવ) છે. જેને "ઝાલરા' કહેછે તેનુ પાણી ઘણું ઉંડુ છે. બુલંદ દરવાજાનાં અતિ ઉચ્ચ બુર્જ ઉપર ઉભા રહી કેટલાક તરવૈયા લોકો કુદકા મારી અતિ નીચેના જળાશયમાં પડેછે. અને થોડી ક્ષણુમા પાછા નીચેના રસ્તાથી. જળાશય બહાર સપાટી ઉપર નીકળી આવેછે. એ લોકો કહેછે કે અતિ ઉન્નત સ્થાનમાથી માત્ર એકજ કુદકે નીચે પડવું અને પાછા ઉપર આવવું એ અમારો વંશપરંપરાગત અભ્યાસજ છે એમા આશ્ચર્ય પામવા જેવું કાંઇ નથી.

જે નગરી એક દિવસે આનદ કોતાહલથી ગર્જ્યા કરતી, રજની સમયે પણ જે નગરી પૂર્ણ શાત પડતી

નહી તે નગરી આજે નિઃશબ્દ અને નિસ્તબ્ધ ભાવે ઉભી રહી છે. કોઇ કોઇવાર એકાદ બે પ્રવાસીઓ ગમગીનપણે અહીં-તહીં વિહાર કરતાં અને પાષાણુ ઉપર વિરામ કરતા દૃષ્ટિ ગોચર થાયછે. ક્વચિત્ ક્વચિત કબુતર કે હોલાઓ પ્રાસાદ ઉપરથી ઉડતાં ઉડતાં ઘૂ ઘૂ શબ્દ વડે નગરીની વિષમ શાંતિનો ભંગ કરે છે! એ પક્ષીઓ પણ જાણે કે, મનુષ્યોની પેઠે આવેગ પૂર્ણ હૃદયે પૂછી રહ્યા હોય કે.—"સમસ્ત જીવન શું આમ એકજ પ્રકારે વ્યતીત થઇ જશે કે? એવો ભાસ થાય છે."

ત્યાની પ્રત્યેક શિલા જાણે પોતાનો પૂર્વ વૃતાંત સંભળાવવાને ઉત્કંઠિત હોય એમજ ભાસેછે. ઘણા દિવસો પછી એકાદ મનુષ્યના દર્શન થતા તે એક દીર્ઘ નિશ્વાસ નાંખી પોતાનો કરૂણ ઇતિહાસ કહી સંભળાવવા સંપૂર્ણ રીતે જાગૃત થઈ જાયછે

"તગચ્યુર આગયા નકશો નિગારે હુસ્નમે યકસર,
નવોહ રંગે હિનાબાકી નચશ્મે સુર્મસા બાકી.
મીટી સારી અદાયે ઉડગયે જો બનકે સબનકશે,
ન અદાજે વફા બાકી નનાજે દિલરૂબા બાકી."



